બુદ્ધિ-વૃદ્ધિ-કર્પૂર ગ્રંથમાળા મણકો ૮

# શ્રી જૈન તત્ત્વ પ્રવેશક જ્ઞાનમાળા

## વિભાગ બીજો

પ્રેરક સન્મિત્ર
સદ્‌ગુણાનુરાગી કર્પૂરવિજયજી મહારાજ

લેખક
ધીરજલાલ ટોકરશી શાહ

પ્રકાશક
પોપટલાલ સાકરચંદ
ભાવનગર

પ્રત ૪૦૦૦

વિ સં ૧૯૯૦ વીર સં ૨૪૬૦ ઈ સ ૧૯૩૪

ભાવનગર-શ્રી મહોદય પ્રીન્ટીંગ પ્રેસમાં શાહ ગુલાબચંદ લલ્લુભાઈએ છાપ્યું

## સૂચના

આવા ઉપયોગી પુસ્તકો વિનામૂલ્યે સમાજમા વ્હેચવાની ઘણી જ જરૂર છે અને જે ગૃહસ્થો તરફથી ખર્ચ પૂરતી રકમ મળશે તેમના તરફથી આવા ઉપયોગી પુસ્તકોનો પ્રચાર કરશુ

પોપટલાલ સાકળચંદ શાહ

---

भीमण नरयगइए, तिरियगइए कुदेव मणुयगइए।
पत्तोमि तिव्व दुक्ख, भावहि जिणभावणा जीव ॥

ભાવાર્થ —ભયકર નરકગતિમા, તિર્યચગતિમા અને માઠી દેવ તથા મનુષ્યગતિમા હે જીવ! તુ તીવ્ર દુખને પામ્યો, માટે હવે તો જિન ભાવના (જિનભગવાન જે પરમ શાત રસે પરિણમી સ્વરૂપસ્થ થયા તે પરમ શાતસ્વરૂપ ચિંતવના) ભાવ-ચિંતવ (કે જેથી તેવા અનત દુખનો આત્યતિક વિયોગ થઇ પરમ અવ્યાબાધ સુખસપત્તિ સપ્રાપ્ત થાય)

ૐ શાન્તિ શાન્તિ શાન્તિ



# નિવેદન

આ પુસ્તકના પ્રથમ વિભાગની ત્રણ હજાર નકલો સં. ૧૯૮૯ માં અમારા તરફથી પ્રગટ થયેલી તે એક વર્ષમાં જ ઉપડી ગઈ છે. તેનો બીજો વિભાગ છપાવવો તરત જ નક્કી કર્યો હતો પરંતુ પ્રથમ લખાયેલ પદ્ધતિમાં ફેરફાર કર્યા સિવાય તે એમનેએમ છપાવવા યોગ્ય નહિ લાગવાથી શ્રીયુત ધીરજલાલ ટોકરશી શાહને તે કામ સોંપ્યું હતું અને તેમણે તે કાર્ય બહુ જ ઉત્સાહપૂર્વક પૂર્ણ કર્યું છે.

વિદ્યાર્થીઓને સમજાય તેવી સહેલી ભાષામાં પ્રથમના ૧૭ પાઠોમાં સુદેવનું સ્વરૂપ, તેમના લક્ષણો, પ્રભુના મંદિર સંબંધી હકીકત અને ચૈત્યવંદનના વિધિ સંબંધી ઉપયોગી સમજણ વગેરે આપવામાં આવ્યું છે, તેમજ જરૂરી સ્થળે જૈન વિદ્યાપ્રસારક વર્ગ તરફથી પ્રગટ થયેલ જૈનધર્મ પહેલી ચોપડીમાંથી કવિતાઓ મૂકવામાં આવી છે.

સૂત્રવિભાગમાં ચૈત્યવંદનોપયોગી સૂત્રો, તેના શબ્દાર્થ અને વિવેચન આપવામાં આવ્યા છે. દરેક શબ્દ ઉપર સ્ફુટ સમજણ આપેલ છે. અંતે ચૈત્યવંદનો, સ્તવનો ને સ્તુતિઓ આપ્યાં છે.

આ પુસ્તક છપાવવામાં સદ્ગુણાનુરાગી મુનિમહારાજ શ્રી કર્પૂરવિજયજી મહારાજની પ્રથમથી જ પ્રેરણા હતી તેનું આ ફળ છે અને તેમના ઉપદેશથી મળેલી આર્થિક મદદથી અમે આ પુસ્તક ભેટ આપી શક્યા છીએ.

પ્રુફ તપાસવામાં શ્રીયુત કુંવરજી આણંદજી દોશી તથા શ્રીયુત રતિલાલ દેવરાજભાઈ ભાયાણીએ મદદ કરી છે તેમ જ ઉપયોગી સૂચનાઓ કરી છે તેથી તે બન્ને ગૃહસ્થોનો આભાર માનવામાં આવે છે.

પુસ્તકના પ્રચાર માટે નીચેના ગૃહસ્થોએ દ્રવ્યનો સદુપયોગ કર્યો છે.

૧૭૬) જૈનસંઘ (દશાશ્રીમાળી તથા વીશાશ્રીમાળી જ્ઞાતિ તરફથી) માણસા
૧૦૦) કપાસી [illegible] સુંદરજી — ચૂડા
૧૨૫) દોશી હરખચંદ કુંવરજી — આગરા
૫૦) શાહ મોતીચંદ વસ્તુભાઈ — કાનિયાવાડી
૫૦) સંઘવી ગિરધરલાલ ચુનીલાલ — કડી

ઉપરોક્ત સંઘ તથા ગૃહસ્થોનો ઉપકાર માનવામાં આવે છે.

**પોપટલાલ સાકરચંદ શાહ.**

# અનુક્રમણિકા



સદ્દગુણાનુરાગી મુનિ શ્રી કર્પૂરવિજયજી મહારાજ

चैत्यवदनत सम्यग् शुभो भाव प्रजायते ।
तस्मात्कर्मक्षय सर्वं तत कल्याणमश्नुते ॥

" ચૈત્યવદનથી સમ્યગ્ એવો શુભ ભાવ ઉત્પન્ન થાય છે, શુભ ભાવથી કર્મોનો ક્ષય થાય છે અને કર્મોનો ક્ષય થવાથી સર્વ પ્રકારનુ કલ્યાણ અર્થાત્ મોક્ષ પ્રાપ્ત થાય છે "

# શ્રી જૈનતત્ત્વપ્રવેશક જ્ઞાનમાળા.



## વિભાગ ૨ જો.



### પુષ્પ ૧ લું.

### સમુદ્રમાંની દીવાદાંડી.

મહાસાગરની મુસાફરી ઘણી મુશ્કેલ ગણાય છે સામાન્ય વ્હાણો એને સહેલાઈથી પાર કરી શકતા નથી એમાં મોટા મોટા મોજાઓ સદા ઉછળી રહેલા હોય છે, વાવઝોડાના ભયંકર તોફાનો ઘડીએ ઘડીએ ઉઠ્યા કરે છે, ભયંકર વમળો ગમે તેવા વ્હાણને પણ ઝપડાવી દેવા તૈયાર હોય છે ને જળમાં ઢંકાયેલા કે બહાર નીકળી આવેલા ખડકો ગમે ત્યારે પણ વ્હાણ સાથે અથડાઈ તેના ચૂરેચૂરા કરી નાખે છે ખાસ કરીને અંધારી રાત જામી હોય, રસ્તો બરાબર સૂઝતો ન હોય ત્યારે એ ખડકોથી બહુ જ બીવાનું હોય છે આવા વખતે તેનાથી બચવા માણસોએ એક યુક્તિ શોધી કાઢી છે એવા ખડકો ઉપર એક મોટો મિનારો બાંધવામાં આવે છે અને તેના પર એક બત્તી સળગાવવામાં આવે છે, જે બધો વખત ચક્કર ચક્કર ફર્યા કરે છે એથી નાવિકને ખબર પડી જાય છે કે અહીં કોઇ ભયંકર ખડક આવેલો છે એટલે તે એનાથી ચેતીને દૂર ચાલે છે આવા દીવાવાળા મિનારાને દીવાદાંડી કહે છે

આપણા જીવનની ઘટમાળને આ દુનિયા સાથે બરાબર સર ખાવી શકાય એમા જન્મ-મરણના અપરંપાર કેરારૂપી પાણી છે, સદા કાઇ ને કાઇ પ્રવૃત્તિરૂપી મોજા એમા આવ્યા કરે છે, વચ્ચે વચ્ચે કામ, ક્રોધ, મોહ, માન, માયા વગેરે દુર્ગુણોરૂપી વમળો પડેલા છે, જેમા ફસાયા પછી જીવનનૌકાને બહાર નીકળવુ બહુ મુશ્કેલ પડે છે જીવનમા આવતા સીધા અને આડકતરા આઘાતો જેમકે સ્નેહીજનોનો વિયોગ, ધનમાલનો નાશ, કીર્તિનો નાશ વગેરે મહાન્ ખડકો છે, જેની સાથે આપણી જીવન નૌકા અથડાતા ભાગીને ભૂકો થઇ જાય છે

જીવનરૂપી આ તોફાની દરિયામાથી સહીસલામત પાર ઉતરવા મહાપુરૂષોએ કેટલીક દીવાદાંડીઓ બાધી છે એ દીવાદાંડી મામુ લક્ષ રાખીને જે માણસ પોતાનુ જીવનરૂપી વ્હાણ ચલાવે છે તે એમાથી સહીસલામત પાર ઉતરે છે જેઓ એમા પ્રમાદ કરે છે તે પોતાની જીવનનૌકાને ડૂબાવી દરિયામા રહેલા ભયકર જળચરોનો ભક્ષ બની જાય છે

આ દીવાદાંડીઓમાની એક દીવાદાંડી 'સદ્દેવનું મદિર' છે

## પુષ્પ બીજુ

## સદ્દેવના લક્ષણો

સદ્દેવનુ મદિર ઓળખતા પહેલા આપણે સદ્દેવને ઓળખવા જોઇએ

સામાન્ય માણસોથી વધારે શક્તિશાળી આત્માઓને આપણે દેવ કહીએ છીએ, પણ શક્તિના સારા અને ખરાબ ઉપયોગ પરથી તેમા પણ બે વિભાગ પડે છે સારા અથવા સદ્દેવ અને અથવા કુદેવ

જે દેવોએ પોતાની શક્તિનો ઉપયોગ આત્માનો પરમ વિકાસ કરવામા કર્યો છે તે સદ્દેવ અથવા શુદ્ધ દેવ કહેવાય છે અને જેમણે પોતાની શક્તિઓનો ઉપયોગ સસારની વાસનાઓ પોષવામા કર્યો છે તે ખરાબ દેવ અથવા કુદેવ કહેવાય છે

સદ્દેવ અને કુદેવને ઓળખવાની આ કસોટીથી આપણે કોઈપણ દેવને ઓળખી શકીએ છીએ દાખલા તરીકે ચાર પ્રકારના દેવોની ચાર મૂર્તિઓ આપણી સામે મૂકવામા આવે, જેમા એક મૂર્તિ પોતાના પડખામા સ્ત્રીને રાખીને બેસેલી હોય, એક મૂર્તિના હાથમા ત્રિશૂળ હોય, એક મૂર્તિના હાથમા માળા હોય અને એક મૂર્તિ કોઇ પણ જાતના સાધન વિના કેવળ આસન લગાવીને આત્મધ્યાનમા તલ્લીન થઈને બેઠેલી હોય, તો ઉપરની કસોટીથી આપણે તરત પારખી શકીએ છીએ કે આમા સદ્દેવ કયા અને કુદેવ કયા ?

સ્ત્રી એ સસારની વાસના સૂચવે છે, એટલે જે દેવ હજી સ્ત્રીને રાખવામા પોતાની શક્તિનો ઉપયોગ કરે છે તે સદ્દેવ ન કહેવાય

ત્રિશૂળ એ હિંસાસૂચક હથિયાર છે હિંસક હથિયાર ત્યારે જ રાખવુ પડે જ્યારે કાંઈ ભય હોય એટલે જે દેવ હજી નિર્ભય નથી તે સદ્દેવ ન કહેવાય

હાથમા માળા રાખવી એ અજ્ઞાન દશા અને અપૂર્ણતા સૂચવે છે તેમનુ મન હજી અન્ય કોઈ દેવને આરાધવા રમી રહ્યુ હોય એમ બતાવે છે તે સદ્દેવ ન કહેવાય

## પુષ્પ ત્રીજું.

## કુદેવ વિષે કવિતા

સવૈયા એકત્રીસા

જે [1]વનિતા પાસે નિજ રાખે, પ્રતિમાની પાસે પણ નાર
[2]શૂલ ચક્ર ને ધનુષ ધરે જે, [3]નીર કમંડલ ને જપમાળ,
રાગદ્વેષના ચિહ્નો રાખી, રાગદ્વેષની રાખે ટેવ,
શ્રાવક જન માનો નહીં તેને, એ છે દૂષિત સર્વ કુદેવ

કર્મ કુચેષ્ટા કરતા ધરતા, [4]નિજ પરનારીતણો ન વિવેક,
કામ વિષયમા લંપટ થાતા, રહેતા નિત્ય છકેલા છેક,
ઈશ્વર નામ નકામુ ધારે, તેવાની શુ કરવી [5]સેવ,
શ્રાવક જન માનો નહિ તેને, એ છે દૂષિત સર્વ કુદેવ

કયમ [6]સર્વજ્ઞ ધરે જપ માળા, [7]શુદ્ધ ધરે શુ કમંડળ આપ,
ઈશ્વરના હોવે શુ કયારે, કપટભરી છળતાની છાપ,
પશુ પક્ષી પર સ્વારી કરતા, કયમ પીડે પરને શુભ દેવ,
શ્રાવક જન માનો નહિ તેને, એ છે દૂષિત સર્વ કુદેવ

ભસ્મ લગાવે ધુણી તાપે, નગ્ન કરે કરી ભંગા [8]પાન,
નૃત્ય કરે ને રાસ રમાડે, યુદ્ધ કરી લે પરના જાન,
એવા દેવ જ દુર્ગતિ આપે, સદ્ગતિ કાપે ત તતખેવ,
શ્રાવક જન માનો નહિ તેને, એ છે દૂષિત સર્વ કુદેવ.

---

૧ સ્ત્રી, ૨ ત્રિશૂળ, ૩ જળનું કમંડળ ૪ પોતાની સ્ત્રી અને પ
૬ સર્વ જાણનાર ૭ પવિત્ર ૮ ભાંગ પીવી તે

## પુષ્પ ચોથુ.

### અઢાર દૂષણ.

આત્મધ્યાન એ આત્મવિકાસ સૂચવે છે જેમણે પોતાની શક્તિઓનો ઉપયોગ આત્મવિકાસ કરવામા કર્યો છે તે જ સદ્દેવ કહી શકાય છે એટલે આ ચોથી મૂર્તિ મહ્દેવ તરીકે ઓળખી શકાય, પરન્તુ સામાન્ય આત્મવિકાસ મહ્દેવ ગણાવા માટે બસ નથી એ માટે આત્મવિકાસ પરમહદે પહોચેલો હોવો જોઇએ આત્મવિકાસને પરમહદે પહોચેલો કયારે ગણવો તે માટે જ્ઞાનીઓએ ચોક્કસ હદ ઠરાવી છે જ્યારે આત્મા વિકાસ કરતો કરતો સામાન્ય આત્માઓમા રહેલા અઢાર પ્રકારના દૂષણોને વટાવી જાય ત્યારે તે પરમવિકાસની હદે પહોચેલો ગણાય એ અઢાર પ્રકારના દૂષણો નીચે મુજબ છે

૧ અજ્ઞાન, ૨ ક્રોધ, ૩ મદ, ૪ માન, ૫ લોભ, ૬ માયા, ૭ રતિ, ૮ અરતિ, ૯ નિદ્રા, ૧૦ શોક, ૧૧ અસત્ય, ૧૨ ચૌર્ય, ૧૩ મત્સર, ૧૪ ભય, ૧૫ પ્રાણીવધ, ૧૬ પ્રેમ, ૧૭ ક્રીડાપ્રસ ગ, ૧૮ હાસ્ય

**નોટ**—આ ૧૮ મા જીવહિંસાદિ ૪ અવ્રત ( પરિગ્રહ વિના ) ૪ કષાય, ૫ હાસ્યાદિ ( દુગ ચ્છા વિના ), ૧ અજ્ઞાન, ૧ મદ, ૧ નિદ્રા, ૧ મત્સર અને ૧ પ્રેમ-એ પ્રમાણે ૧૮ છે પરિગ્રહની મૂર્છાનો સમાવેશ લોભમા કર્યો છે અને દુગચ્છાનો મત્સરમા કર્યો છે મદ તે માનનો અતિરેક છે અજ્ઞાન સાથેજ મિથ્યાત્વ જાય છે તેથી તેને જુદુ કહ્યુ નથી અજ્ઞાનનો નાશ જ્ઞાનાવરણીનો અભાવ સૂચવે છે નિદ્રાનો વિરહ દર્શનાવરણીનો અભાવ સૂચવે છે બીજા બધા દોષોનો વિરહ મોહનીય કર્મનો સર્વથા વિનાશ સૂચવે છે, તેમજ અવિરતિનો પણ અભાવ સૂચવે છે

બીજી રીતે પણ અઢાર દૂષણ કહ્યા છે તે આ પ્રમાણે છે—

## અઢાર દૂષણ વિષે કવિતા

દોહા

દાન લાભ ને વીર્ય ને, ભોગ અને ઉપભોગ,
અ તરાય જે તેમના, હાસ્યતણો વળી યોગ ૧
રતિ અરતિ ભય શોક ને, નિંદા ને વળી કામ,
મિથ્યા ને અજ્ઞાનતા, તે પછી નિદ્રા નામ ૨
અવિરતિ રાગ અને વળી, દ્વેષ અતિ દુ ખકાર,
જિનવર કદિ ન ધારતા, દૂષણ એહ અઢાર ૩

---

## પુષ્પ પાચમુ

## સદ્દેવના જુદા જુદા નામો.

અઢાર પ્રકારના દૂષણો જીતવાથી આત્મામા અનેક પ્રકારની શક્તિઓ પ્રગટી નીકળે છે એ જુદી જુદી શક્તિઓ ઉપરથી સદ્દેવને જુદા જુદા નામથી ઓળખવામા આવે છે જેમકે –

( ૧ ) **પરમાત્મા**–સદ્દેવનો આત્મા પરમદશામા છે, માટે તે પરમ ( શ્રેષ્ઠ )+આત્મા=પરમાત્મા કહેવાય છે

( ૨ ) **જિન**–સદ્દેવે બધા કર્મોને જીતી લીધેલા હોય છે એટલે તેઓ જિન કહેવાય છે

( ૩ ) **પરમેશ્વર**–સદ્દેવની સત્તા પોતાની અનન્તશક્તિથી સર્વ સ્થળે ચાલે છે માટે એને સહુથી શ્રેષ્ઠ રાજ્યકર્ત્તા ‘ પરમેશ્વર ’ કહેવાય છે

( ૪ ) **વિષ્ણુ**–સદ્દેવ પોતાના અન ત ગુણોથી સર્વ સ્થળે વ્યાપી રહેલા છે એટલે તેમને વ્યાપી રહેનાર અર્થાત્ વિષ્ણુ કહેવાય છે

## પુષ્પ છઠ્ઠું

## સદ્દેવના બાર ગુણ વિષે.

કવિતા ભુજંગી

ગુણો બાર અર્હંતના નિત્ય જાણો,
સદા ભાવથી અંતરે તે પ્રમાણો,
પ્રભુ પ્રાતિહાર્યો[1] સદા આઠ ધારે,
અતિશય[2] વળી ચારથી તે વિહારે ૧

[3]અશોકે રહે આશ્રયી [4]દેવદેવા,
કરે પુષ્પવૃષ્ટિ થઈ દેવ નેવા,
ધ્વનિ દિવ્ય થાયે વીંઝે ચામરોને,
ધરે રમ્ય સિંહાસને દેવ તેને ૨

પ્રકાશે સુભામંડળે તેજ ભારે,
ભલા ભેરીના નાદ વાયે વધારે,
બની છત્ર છાયા પ્રભુતા જણાયે,
રૂડા [5]આઠ તે પ્રાતિહાર્યો ગણાયે ૩

દોહા

[1]અપાય અપગમ એક જ્યાં, અંતરાયનો નાશ,
[2]જ્ઞાનાતિશયે જ્ઞાનનો, પૂર્ણ બને જ પ્રકાશ ૧

---

૧ પ્રાતિહાર્ય—એટલે તીર્થંકર પ્રભુની ... ૨ ચાર
અતિશય—ચમત્કારી ગુણ ૩ અશોક ... પ્રભુ દેવ.
૫ આઠ પ્રાતિહાર્ય આ પ્રમાણે ... ૩
દિવ્ય ધ્વનિ ૪ ચામર ૫ ...
( દેવદુંદુભી ) અને ૮

આ સિવાય પાને ગયા પછી અરિહંતના મંદિરને ઓળખવાની મુખ્ય નિશાની તેની બારશાખો છે જો બારશાખ ઉપર મધ્યભાગમાં કોતરેલી પર્યંકાસને બેઠેલી પ્રતિમા હોય તો તે અરિહંતનું મંદિર જાણવું પણ જો બેઠેલી પ્રતિમાને જનોઇ હોય તો તે મંદિર બુદ્ધનું હોવું જોઇએ

અરિહંતના મંદિરોની બાંધણી અનેક પ્રકારની હોય છે કેટલાક ચૌમુખ મંદિરોને ચારે દિશાએ દ્વાર હોય છે, કેટલાક મંદિરોમાં ગભારા, આગળ રંગમંડપ તથા વિશાળ નૃત્યમંડપ હોય છે, તેના ફરતો ચોક હોય છે ને તેના ફરતી દેવકુલિકાઓ હોય છે, જ્યાર કેટલાક તદ્દન સાધારણ હોય છે

આ મંદિરો લાકડાં કે પત્થરોથી બાંધેલા હોય છે અને કેટલાક ઉપર આરસ, કિંમતી પત્થરો, મીનાકામ, સોનાચાંદીનું કામ કે રત્નનું જડાવકામ પણ કરેલું હોય છે ઘણા મંદિરોની દિવાલો [illegible] હોય છે તો કેટલાક ઉપર વૈરાગ્ય ભાવના જન્માવે તેવા ચિત્રો પણ દોરેલા હોય છે અથવા છીણીમાં કોરી કાઢેલા હોય છે

આ મંદિરોને વનરાજીથી વિભૂષિત શાંત ગિરિશૃંગપર, ખળખળ નાદ કરતી સરિતાના તટપર, હિલોળા દેતા સરોવરોની પાળ ઉપર, ગેબી ગાન કરતા સાગરના મહાતટ ઉપર, ફૂલફૂલથી લચી પડતા બાગબગીચામાં કે જનસમૂહથી ઉભરાતા શહેરોમાં બાંધવામાં આવે છે, પણ દરેક સ્થળે ચૈત્યનું વાતાવરણ પવિત્ર રહે એવી ખાસ કાળજી લેવાય છે

આવા મંદિરોને જિનાલય, જિનઘર, વસહિકા, જિનમંદિર, અર્હદ્ભવન, દહેરાસર અથવા ચૈત્ય તરીકે પણ ઓળખવામાં આવે છે

## પુષ્પ આઠમુ.

## ચૈત્ય પ્રકાર અને પ્રતિષ્ઠા.

ચૈત્ય શબ્દનો અર્થ અરિહંતની પ્રતિમા પણ થાય છે ચિત્ એટલે જ્ઞાન અને તેનો જે ભાવ તે ચૈત્ય–અરિહંતો પ્રત્યેનો ભક્તિભાવ તે ચૈત્ય ભક્તિભાવ પ્રદર્શિત કરવા કરેલુ રૂપ તે ચૈત્ય.

અરિહંત સિવાય બીજી દશામા રહેલાનુ ચૈત્ય અર્થાત્ બિંબ પૂજા માટે યોગ્ય ગણાતુ નથી

અરિહંતના બિંબ મુખ્ય બે પ્રકારે કરવામા આવે છે એક પરિકર સહિત અને બીજુ પરિકર વિના

પરિકરનો અર્થ પરિવાર થાય છે અરિહંતો જ્યારે જગત્ પર ધર્મની ઘોષણા કરતા વિચરતા હોય છે ત્યારે તેમનો પ્રભાવ દર્શાવનારી આઠ વસ્તુઓ જોવામા આવે છે અશોકવૃક્ષ, દેવતાઇ ફુલોનો વરસાદ, દિવ્યધ્વનિ, ચામર, ભવ્ય આસન, ભામંડળ, દેવદુંદુભી અને છત્ર આ વસ્તુઓને પ્રાતિહાર્ય કહેવાય છે એ પ્રાતિહાર્યોનો ભાવ દર્શાવનારૂ જે શિલ્પકામ તે પરિકર કહેવાય છે

પરિકરવાળી મૂર્તિ તીર્થંકરદશાનો ભાવ બતાવનારી ગણાય છે, જ્યારે અપરિકરવાળી મૂર્તિ તીર્થંકરની સિદ્ધદશા બતાવનારી ગણાય છે

આ મૂર્તિઓમા મુદ્રા પણ બે પ્રકારની હોય છે એક સિદ્ધાસન-મુદ્રા અને બીજી કાયોત્સર્ગમુદ્રા જે મૂર્તિ પલાઠી વાળીને એટલે ડાબા પગ ઉપર જમણો પગ અને જમણા પગ ઉપર ડાબો પગ ચડાવીને બેઠેલી હોય અને બન્ને હાથની હથેલીઓ ઉપરાઉપરી મૂકેલી હોય તે સિદ્ધાસનમુદ્રા કહેવાય છે અને જેમા પ્રતિમા કાયોત્સર્ગમા બન્ને હાથો સીધા દંડ જેવા રાખીને ઉભેલી હોય તે કાયોત્સર્ગમુદ્રા કહેવાય છે

આ સિવાય પાસે ગયા પછી અરિહંતના મંદિરને ઓળખવાની મુખ્ય નિશાની તેની બારશાખો છે જો બારશાખ ઉપર મધ્યભાગમાં તીર્થંકરની પર્યંકાસને બેઠેલી પ્રતિમા હોય તો તે અરિહંતનું મંદિર જાણું પણ જો બેઠેલી પ્રતિમાને બદલે જનોઇ હોય તો તે મંદિર બુદ્ધનું હોવું જોઇએ

અરિહંતના મંદિરોની બાંધણી અનેક પ્રકારની હોય છે કેટલાક ચૌમુખ મંદિરને ચારે દિશાએ દ્વાર હોય છે, કેટલાક મંદિરોમાં ગભારા આગળ રંગમંડપ તથા વિશાળ નૃત્યમંડપ હોય છે, તેના ફરતા ચોક હોય છે ને તેના ફરતી દેવકુલિકાઓ હોય છે, જ્યારે કેટલાક તદ્દન સાધારણ હોય છે

આ મંદિરો લાકડા કે પત્થરોથી બાંધેલા હોય છે અને કેટલાક ઉપર આરસ, કિંમતી પત્થરો, મીનાકામ, સોનાચાંદીનું કામ કે રત્નનું જડાવકામ પણ કરેલું હોય છે ઘણા મંદિરોની દિવાલો તદ્દન સાદી હોય છે તો કેટલાક ઉપર વૈરાગ્ય ભાવના જન્માવે તેના ચિત્રો પણ દોરેલા હોય છે અથવા તેનમા કોરી કાઢેલા હોય છે

આ મંદિરોને વનરાજીથી વિભૂષિત શાંત ગિરિશૃંગપર, ખળખળ નાદ કરતી સરિતાના તટપર, હિલોળા દેતા સરોવરોની પાળ ઉપર, ગેબી ગાન કરતા સાગરના મહાતટ ઉપર, ફૂલફૂલથી લચી પડતા બાગબગીચામાં કે જનસમૂહથી ઉભરાતા શહેરોમાં બાંધવામાં આવે છે, પણ દરેક સ્થળે ચૈત્યનું વાતાવરણ પવિત્ર રહે એવી ખાસ કાળજી લેવાય છે

આવા મંદિરોને જિનાલય, જિનઘર, વસહિકા, જિનમંદિર, અર્હદ્ભવન, દહેરાસર અથવા ચૈત્ય તરીકે પણ ઓળખવામાં આવે છે

---

## પુષ્પ આઠમુ.

# ચૈત્ય પ્રકાર અને પ્રતિષ્ઠા.

ચૈત્ય શબ્દનો અર્થ અરિહંતની પ્રતિમા પણ થાય છે ચિત્ એટલે જ્ઞાન અને તેનો જે ભાવ તે ચૈત્ય–અરિહંતો પ્રત્યેનો ભક્તિભાવ તે ચૈત્ય ભક્તિભાવ પ્રદર્શિત કરવા કરેલુ રૂપ તે ચૈત્ય.

અરિહંત સિવાય બીજી દશામા રહેલાનુ ચૈત્ય અર્થાત્ બિંબ પૂજા માટે યોગ્ય ગણાતુ નથી

અરિહંતના બિંબ મુખ્ય બે પ્રકારે કરવામા આવે છે એક પરિકર સહિત અને બીજુ પરિકર વિના

પરિકરનો અર્થ પરિવાર થાય છે અરિહંતો જ્યારે જગત્ પર ધર્મની ઘોષણા કરતા વિચરતા હોય છે ત્યારે તેમનો પ્રભાવ દર્શાવનારી આઠ વસ્તુઓ જોવામા આવે છે અશોકવૃક્ષ, દેવતાઇ ફુલોનો વરસાદ, દિવ્યધ્વનિ, ચામર, ભવ્ય આસન, ભામંડળ, દેવદુંદુભી અને છત્ર આ વસ્તુઓને પ્રાતિહાર્ય કહેવાય છે એ પ્રાતિહાર્યોનો ભાવ દર્શાવનારૂ જે શિલ્પકામ તે પરિકર કહેવાય છે

પરિકરવાળી મૂર્તિ તીર્થંકરદશાનો ભાવ બતાવનારી ગણાય છે જ્યારે અપરિકરવાળી મૂર્તિ તીર્થંકરની સિદ્ધદશા બતાવનારી ગણાય છે

આ મૂર્તિઓમા મુદ્રા પણ બે પ્રકારની હોય છે એક સિદ્ધાસન-મુદ્રા અને બીજી કાયોત્સર્ગમુદ્રા જે મૂર્તિ પલાઠી વાળીને એટલે ડાબા પગ ઉપર જમણો પગ અને જમણા પગ ઉપર ડાબો પગ ચડાવીને બેઠેલી હોય અને બન્ને હાથની હથેળીઓ ઉપરાઉપરી મૂકેલી હોય તે સિદ્ધાસનમુદ્રા કહેવાય છે અને જેમા પ્રતિમા કાયોત્સર્ગમા બન્ને હાથો સીધા ઇક્ષુદંડ જેવા રાખીને ઉભેલી હોય તે કાયોત્સર્ગ

પ્રત્યેક પ્રતિમાની નીચેની બેઠકમા એક ચિહ્ન કોરેલુ હોય છે જેને લછન કહે છે છેલ્લી અવસર્પિણીમા થઇ ગયેલા ૨૪ તીર્થંકરોના લછન નીચે મુજબ છે –

| | |
|---|---|
| (૧) ઋષભદેવ–વૃષભ | (૨) અજિતનાથ–હાથી |
| (૩) સભવનાથ–ઘોડો | (૪) અભિનદન–વાદરો |
| (૫) સુમતિનાથ–ક્રૌચ | (૬) પદ્મપ્રભ–પદ્મ |
| (૭) સુપાર્શ્વનાથ–સાથીઓ | (૮) ચદ્રપ્રભ–ચદ્ર |
| (૯) સુવિધિનાથ–મગર | (૧૦) શીતલનાથ–શ્રીવત્સ |
| (૧૧) શ્રેયાસનાથ–ગેંડો | (૧૨) વાસુપૂજ્ય–પાડો |
| (૧૩) વિમલનાથ–સુવર | (૧૪) અનતનાથ–શકરો(બાજ) |
| (૧૫) ધર્મનાથ–વજ્ર | (૧૬) શાન્તિનાથ–મૃગ |
| (૧૭) કુથુનાથ–બોકડો | (૧૮) અરનાથ–નદાવર્ત્ત |
| (૧૯) મલ્લિનાથ–કુભ | (૨૦) મુનિસુવ્રત કચ્છપ(કાચબો) |
| (૨૧) નમિનાથ–નીલું કમળ | (૨૨) નેમિનાથ–શખ |
| (૨૩) પાર્શ્વનાથ–સાપ | (૨૪) મહાવીરસ્વામી–સિંહ |

આ ચોવીશ તીર્થંકરો સિવાય વર્તમાનકાળમા વિચરી રહેલા વીશ તીર્થંકરોની પણ પ્રતિષ્ઠા કરવામા આવે છે અને કેટલાક સ્થળે તો ઉત્કૃષ્ટ ૧૭૦ જિનની પણ પ્રતિષ્ઠા થાય છે

આ પ્રતિષ્ઠાના મુખ્ય ત્રણ પ્રકાર છે

(૧) વ્યક્તિપ્રતિષ્ઠા

(૨) ક્ષેત્રપ્રતિષ્ઠા

(૩) મહાપ્રતિષ્ઠા

જ્યારે કોઇ એક તીર્થંકરની પ્રતિષ્ઠા થાય ત્યારે તે વ્યક્તિપ્રતિષ્ઠા કહેવાય છે

જ્યારે ચોવીશે તીર્થંકરોની પ્રતિષ્ઠા થાય ત્યારે તે ક્ષેત્ર-પ્રતિષ્ઠા કહેવાય છે

જ્યારે ૧૭૦ જિનની એક સાથે પ્રતિષ્ઠા થાય ત્યારે મહા-પ્રતિષ્ઠા કહેવાય છે

---

## પુષ્પ નવમુ.

## ચૈત્યવંદન.

અરિહંતનુ આરાધન કરવા માટે માણસોએ જુદા જુદા અનેક રસ્તાઓ લીધેલા જોવાય છે કોઇ એનુ મનથી સ્મરણ કર્યા કરે છે તો કોઈ 'હે નાથ! તુંહી સત્ય' કહી શબ્દદ્વારા એને સંભારે છે, કોઇ એના નામનો માળાદ્વારા જાપ કરે છે તો કોઇ પુસ્તકો વાચીને એના નામને યાદ કરે છે, પરન્તુ એ બધામા અરિહંતની પ્રતિમાદ્વારા અરિહંતનુ જે ધ્યાન ધરવામા આવે છે તેની અસર આત્માપર બહુ ઉંડી થાય છે અરિહંત પ્રત્યે જે પૂજ્યભાવ પ્રતિમાદ્વારા કેળવાય છે તે કેવળ શબ્દોચ્ચારથી કે એમના વિષે વાચી જવા માત્રથી કેળવાતો નથી એમની ગેરહાજરીમા જાણે એમનુ જ દર્શન થતુ હોય એવો ભાવ તેમની પ્રતિમાથી આપણા મનમા ઉત્પન્ન થાય છે

આપણા હંમેશના અનુભવમા પણ આ વસ્તુ આપણે જોઈ શકીએ છીએ ધારો કે આપણા બે દિલોજાન દોસ્ત જુદા જુદા કારણોથી અવસાન પામ્યા હવે એક મિત્રની છબી કે એવુ કશુ આપણી પાસે નથી જ્યારે બીજા મિત્રની છબી અને સુંદર આરસનુ [illegible] 'મૂર્ત્તિ') આપણી પાસે છે હવે બન્ને મિત્રો આપ [illegible] એથી બન્નેનુ સ્મરણ થયા

પરન્તુ જે મિત્રની કાંઈ પણ નિશાની આપણી પાસે નથી તેના રૂપરંગ ધીમે ધીમે આપણી સ્મરણશક્તિમાંથી ભુસાઈ જશે અને તેનું નામ પણ વિસરાઈ જશે, જ્યારે બીજા મિત્રના છબી તથા બસ્ટ જ્યારે જ્યારે આપણે જોઈશુ ત્યારે ત્યારે તે આપણને યાદ આવ્યા કરશે

આ જ મુજબ અરિહંત દેવની સાચી આરાધના કરવા માટે, તેમના પ્રત્યેનો પૂજ્યભાવ બહુ ઉંચી હદે કેળવવા માટે તેમની પ્રતિમાદ્વારા આરાધના કરવી એ સહુથી સુંદર રસ્તો છે, અને એથી જ જ્ઞાનીઓએ એ માટે એક યોજના ઘડેલ છે જેને ' ચૈત્ય વંદન ' શબ્દથી ઓળખવામાં આવે છે

' ચૈત્ય ' એટલે અરિહંતની પ્રતિમા અને વંદન એટલે તેના પ્રત્યે બતાવવામાં આવતો પૂજ્યભાવ, અર્થાત્ અરિહંત પ્રત્યેનો પૂજ્યભાવ બતાવવાની જે ક્રિયા તે ચૈત્યવંદન

---

## પુષ્પ દશમું.

## પ્રણામ અને પૂજા

કોઈ પણ વ્યક્તિ તરફ સામાન્ય પૂજ્યભાવ બતાવવો હોય ત્યારે પ્રણામ કરવામાં આવે છે અને વિશેષ પૂજ્યભાવ બતાવવો હોય ત્યારે તેની પૂજા કરવામાં આવે છે

પ્રણામના મુખ્ય ત્રણ પ્રકાર છે —

( ૧ ) અંજલિબદ્ધ પ્રણામ.

( ૨ ) અર્ધાવનત પ્રણામ

( ૩ ) પંચાંગ પ્રણામ.

(૧) બે હાથની અંજલિ જોડી તેને લલાટે લગાડવી, તેને અંજલિબદ્ધ પ્રણામ કહે છે

(૨) કમ્મર ઉપરનું અર્ધ શરીર નમાવવું તથા ભૂમિને હાથથી સ્પર્શ કરી લલાટે લગાડવો તેને અર્દ્ધાવનત પ્રણામ કહે છે

(૩) બે ગોઠણ, બે હાથ અને મસ્તક એ પાંચને જમીનને અડાડીને નમસ્કાર કરવો તેને પંચાંગ પ્રણામ કહે છે

આ ઉપરાંત જુદા જુદા દેશના રિવાજ પ્રમાણે પ્રણામના બીજા અનેક પ્રકારો પણ જોવામાં આવે છે કોઈ પોતાના મસ્તક ઉપરથી ટોપી નીચે ઉતારે છે એને પ્રણામ ગણે છે, કોઈ પોતાનો જમણો હાથ ઉંચો કરી કપાળની જમણી બાજુએ અડાડે છે એને પણ પ્રણામ કહે છે એજ રીતે સામસામા નાક અડાડવા, પગ ઉંચા કરવા વગેરે પણ પ્રણામના પ્રકારો છે

પ્રભુપૂજાના પણ મુખ્યત્વે ત્રણ પ્રકાર છે —

( ૧ ) અંગપૂજા

( ૨ ) અગ્રપૂજા

( ૩ ) ભાવપૂજા

અંગપૂજા એટલે પ્રભુના અંગનું અર્ચન કરવું

અગ્રપૂજા એટલે તેમની આગળ ઉત્તમ પદાર્થો અર્પણ કરી દેવા.

ભાવપૂજા એટલે તેમના ગુણોનું ચિંતવન કરવું

## પુષ્પ અગ્યારમુ

# જિનપૂજા વિષે કવિતા.

ભુજંગી છંદ

કરી સ્નાન ને શુદ્ધતાથી શરીરે,
પછી ચૈત્યમાંહે ધરો પાય ધીરે,
ધરો સર્વ સામગ્રી સર્વે ન જુની,
કરો ભાવથી નિત્ય પૂજા પ્રભુની ૧

ઉતારો પ્રભુનાજ નિર્માલ્ય અંગે,
પછી સ્નાત્રને આદરો એક રંગે,
કરો સ્નાત્ર કરતા મહા મંત્ર ધુની,
કરો ભાવથી નિત્ય પૂજા પ્રભુની ૨

અભિષેક સારૂ કરો કળશ ધારા,
ભલી રીતથી ધારજો ભાવ સારા,
કરો લૂહણા શુદ્ધ રાખી વિભુની,
કરો ભાવથી નિત્ય પૂજા પ્રભુની ૩

પછી ચંદને અર્ચજો શુદ્ધતાથી,
કરી કેશરે તે સુગંધી સનાથી,
ધરો ધન્યતા ભવ્યતાથી અશૂની,
કરો ભાવથી નિત્ય પૂજા પ્રભુની ૪

પછી ધૂપ સારો સુગંધી પ્રસારો,
પ્રભુ અર્ણે પુષ્પાંજલિ સર્વ ધારો,
ધરો ભાવના અંતરે જે અનૂની,
કરો ભાવથી નિત્ય પૂજા પ્રભુના. ૫

મનહ૰ ૭૬

સ્નાન વિલેપન ચક્ષુ વાસ પુષ્પ પુષ્પમાલ,
પચરંગી કુસુમ ને બરાસનુ ચૂર્ણ છે
આભરણ પુષ્પગૃહ પુષ્પના પગર અને,
પુષ્પતણી આંગી શુભ રચનાથી પૂર્ણ છે
અક્ષતના અષ્ટ મંગળ ને ધૂપ ગીત નૃત્ય,
વાજિત્ર એ પૂજા તણા સત્તર પ્રકાર છે
એવી પૂજા પ્રભુતણી પ્રાણી કરો પ્રેમ ધરી,
પ્રગટ પ્રભાવ એથી પુણ્યનો પ્રચાર છે

---

## પુષ્પ બારમુ

## અંગ પૂજા.

અંગપૂજા કરવા માટે પ્રથમ સાત વસ્તુઓ શુદ્ધ જોઇએ

(૧) મન (૨) વચન (૩) કાયા (૪) ધન (૫) વસ્ત્ર (૬) પૂજાના ઉપકરણ (૭) ભૂમિ

૧ મનની શુદ્ધિ એટલે કોઇ પણ પ્રકારના ખરાબ વિચારો ન કરવા

૨ વચનની શુદ્ધિ એટલે કોઇપણ પ્રકારનુ અયોગ્ય વચન ન બોલવુ

૩ કાયાની શુદ્ધિ એટલે જયણાપૂર્વક સ્નાન કરવુ

૪ વસ્ત્રની શુદ્ધિ એટલે નિર્દોષ અને સ્વચ્છ ધોયેલા વસ્ત્ર પહેરવા

૫ ધનની શુદ્ધિ એટલે નીતિને રસ્તે કમાયેલા દ્રવ્યનો ઉપયોગ કરવો

૬ પૂજાના ઉપકરણોની શુદ્ધિ એટલે હિંસા વિનાના અને પોતાની જ માલિકીના જળ, દુધ, ચદન, કેશર, પુષ્પ ધૂપ, દીપ અક્ષત, ફળ, નૈવેદ્યાદિ ઉપકરણોનો ઉપયોગ કરવો

૭ ભૂમિ શુદ્ધિ એટલે જમીન શુદ્ધ કરવી અથવા વાતાવરણુ પવિત્ર રાખવુ

આ સાત વસ્તુની શુદ્ધિ ગખનારો આત્મા જ પ્રભુની અગ પૂજા કરવાનો ખરેખરા અધિકારી બને છે એક બાજુ મનમા મલિન વિચારો ચાલતા હોય, મુખમાથી ગમે તેવા વચનો બોલાતા હોય ને શરીર અપવિત્ર હોય તો પ્રભુની પૂજા કેમ થઇ શકે? વળી વસ્ત્ર પણ નિર્દોષ એટલે ઓછામા ઓછી હિંસાથી તૈયાર થયેલા જોઇએ કીડા મારીને બનાવેલા રેશમી વસ્ત્ર પહેરીને પ્રભુની પૂજા કરવી ન જોઇએ

આ ઉપરાન્ત અગપૂજાના ઉપકરણો ખરીદવામા જે ધનનો ઉપયોગ થાય તે નીતિને રસ્તે કમાયેલુ હોવુ જોઇએ અનીતિથી મેળવેલા ધનથી જો પ્રભુપૂજાના ઉપકરણો ખરીદવામા આવે અને તેનો ઉપયોગ થાય તો તે પ્રભુપ્રતિમાની પૂજા નહિ પણ આશાતના થઈ ગણાય

એ જ રીતે પૂજાના ઉપકરણો કેશર, ચદન, બરાસ, ભૂષણ, અગીચન પુ પ વગેરે પણ શુદ્ધ એટલે ઓછામા ઓછી હિંસા વાળા ને સ્વચ્છ જોઇએ

ભૂમિ શુદ્ધિમા પ્રભુપ્રતિમાની આસપાસની જમીન અને વાતાવરણુ સુઘડ, સ્વચ્છ ને દોષ રહિત રાખવુ જોઇએ આ સાત બાબતોની શુદ્ધિ સાચવવા પૂર્વક નીચેની રીતે અગપૂજા કરવી જોઇએ

પ્રથમ જયણાપૂર્વક નાહીને તૈયાર થઇ શુદ્ધ ધોતિયુ પહેરવુ ને ઉત્તરાસન નાખવુ પછી એક થાળમા પૂજાના દ્રવ્ય-કેસર,

ચદન, બરાસ, પુષ્પ, ધૂપ, દીપ, અક્ષત અને કઈ ચલણી નાણુ ને ફળ નૈવેદ્ય લેવા હાથમા એક શુદ્ધ જળનો લોટો રાખવો પછી અરિહતની પૂજા કરવાની અમૂલ્ય ઘડી પ્રાપ્ત થઈ તે માટે પોતાની જાતને ભાગ્યશાળી માનતા જિનમદિર ભણી પગલા ભરવા

રસ્તામા કોઈની સાથે સસારવ્યવહારની વાતો કરવી નહિ, જયણાપૂર્વક ચાલતા મદિરે પહોચવુ, ત્યા જઇને શુદ્ધ જળથી પગ ધોઇ મદિરના દ્વાર આગળ આવવુ અને ત્યા 'નિસીહિ' શબ્દ બોલીને પ્રવેશ કરવો આ નિસીહિ શબ્દ બોલવાથી એક જાતની પ્રતિજ્ઞા થાય છે કે 'મે હવે સઘળી ગૃહવ્યવહારની વાતોનો ત્યાગ કર્યો છે ' પછી મદિરમા જઇ તેની આસપાસ ફરી તેની સ્વચ્છતાનુ નિરીક્ષણ કરવુ કોઇ સ્થળે કચરો દેખાય તો ઉપાડી લેવો કોઈ ભાગ જર્જરિત થઇ ગયો હોય તો તેને સમરાવવાનો વિચાર કરવો, તેમ કરવાની કોઇને સૂચના કરવી પછી મુખે આઠ પડો એમનો છેડો કે રૂમાલ બાધી શુદ્ધ કેસર કે ચદન ઓરસિયાપર ઘસીને તૈયાર કરવુ તેના બે ભાગ કરી એક નાના ભાગથી પોતાના કપાળમા વર્તુલ આકારનુ તિલક કરવુ[1] અને હાથ સ્વચ્છ કરી બીજુ કેસર કે ચદન લઈ રગમડપમા પ્રવેશ કરવો ત્યા પ્રવેશ કરતા પણ 'નિસીહિ' શબ્દ બોલવો આ નિસીહિ શબ્દથી પહેલા કરતા વધારે આકરી પ્રતિજ્ઞા થાય છે કે 'હવે પ્રભુપૂજા સિવાય દરેક જાતની જિનમદિર સબધી પ્રવૃત્તિનો ત્યાગ કરૂ છુ ' પછી ગભારામા પ્રવેશ કરીને પ્રતિમાજીપરથી ઘરેણા ઉતારવા તથા મોરપીંછથી સાચવીને વાસી ફુલ ઉતારી લેવા કોઇ સૂક્ષ્મ જીવજતુ જણાય તો તેને સાચવીને પુપડીમા લઈ કોઇનો પગરવ ન હોય ત્યા સભાળપૂર્વક મૂકી દેવા પછી પચામૃત એટલે ગાયનુ દૂધ, દહીં, ઘી,

---

૧ પોતાને કરે, ...ાભીએ તિલક કરવાનુ પણ કહેલ છે

સાકર અને પાણીવડે કળશ ભરી તે વડે જળનો અભિષેક કરવો. એ અભિષેક કરતી વખતે નીચેના શબ્દો બોલવા —

'ૐ હ્રીઁ શ્રીઁ પરમપુરૂષાય પરમેશ્વરાય જન્મજરામૃત્યુનિવાર ણાય શ્રીમતે જિનેન્દ્રાય જલ યજામહે સ્વાહા '

પછી ચોખા પાણીથી પ્રક્ષાલન (પખાલ) કરવુ એમ છતા જો કેશર વિગેર રહી ગયુ હોય તો વાળાકુચીથી સાચવીને તે સાફ કરવુ ત્યારબાદ ત્રણ અગલુછણાવડે પ્રતિમાજીને સાફ કરવા અને પબાસણને પાટલુછણા વડે સાફ કરવુ

ત્યારબાદ તૈયાર કરેલા ઘનસાર વિગેરેથી જિનબિંબને આખે શરીર વિલેપન કરવુ પછી કેસર ક ચદનથી પ્રથમ પ્રભુના જમણા અગુઠે તિલક કરવુ પછી ડાબા અગુઠે તિલક કરવુ અને ત્યારબાદ જમણા અને ડાબા ઢીંચણે, જમણા તથા ડાબા હાથના કાંડે તથા ખભે, મસ્તક પરની શિખાએ, કપાળમા, કઠે, હૃદય ઉપર અને નાભિ ઉપર તિલક કરવા ત્યારબાદ જયણાપૂર્વક લાવેલા ફુલ ચડાવવા આ બધો વખત મૌન રાખવુ

અગપૂજા કરતી વખતે અરિહતની પ્રતિમામા ત્રણ પ્રકારની અવસ્થા ભાવવી

(૧) પિંડસ્થ, (૨) પદસ્થ (૩) રૂપાતીત

પિંડસ્થ અવસ્થામા અરિહત દેવના કેવળજ્ઞાન થયા પહેલાના જીવનનો વિચાર કરવો

પદસ્થ અવસ્થામા કેવળજ્ઞાન પ્રાપ્ત કરી અરિહત પદે બિરા જેલ સ્થિતિનો વિચાર કરવો.

રૂપાતીત ભાવનામા તીર્થંકર ભગવાનનુ નિર્વાણ થયા પછી જે સિદ્ધાવસ્થા પ્રાપ્ત થઈ તેનો વિચાર કરવો

---

નોટ—આ પુજા કરતી વખતે પૂર્વોક્ત મત્ર માત્ર જળને ઠેકાણે ચદન તેમજ પુષ્પ શબ્દ બદલીને બોલવો

## અગ્રપૂજા.

અગપૂજા પૂરી થયા પછી અગ્રપૂજાનો આરંભ થાય છે જેમા ઉત્તમ ઉત્તમ વસ્તુઓને અરિહંત ચરણે અર્પણ કરી દેવાની યોજના છે જીવિતસમા ધનને પણ અરિહંતની સેવનાના પ્રચાર માટે અર્પણ કરી દેવુ એજ ખરી અગ્રપૂજા છે જેઓ એટલી ભારે વસ્તુઓથી અગ્રપૂજા ન કરી શકે તે એમની આગળ શક્તિના પ્રમાણમા ધૂપ, દીપ, ફળ, નૈવેદ્ય, અક્ષત, આભરણ, છત્ર, ચામર, દર્પણ વિગેરે વસ્તુઓ ધરી દે ! તે એવી ભાવનાથી કે 'મ સારની આ સઘળી સુખસામગ્રીઓ હે પ્રભુ ! તારા ચરણમા અર્પી દઉં છુ અર્થાત્ તેમના પરના મોહનો ત્યાગ કરૂ છુ આપે આ બધી વસ્તુઓનો ત્યાગ કરીને જે ઉજ્જવળ જીવનપથ દેખાડ્યો છે તેજ મારો પણ પથ હો !'

આવી ભાવનાઓ ભાવતા ધૂપદાનીમા ધૂપ પ્રગટાવવો અને તેને પ્રતિમાજી આગળ ફરી પ્રતિમાજીની ડાબી બાજુએ મૂકી દેવો ત્યારબાદ ઘીનો દીપક પ્રગટાવવો અને તે પ્રભુપ્રતિમાની જમણી બાજુએ મૂકવો ત્યારબાદ ચામર વીંઝવો અને ગભારામાથી બહાર નીકળી રગમડપમા આવવુ ધૂપ દીપ પૂજા પણ ગભારાની બહાર રહીને કરવી

અહીં છુટા વસ્ત્રથી બાજોઠને સાફ કરી તેનાપર અખડ અક્ષતથી ( ચોખાથી ) સાથીઓ કરવો નદાવર્ત્ત સાથીઓ આવડે તો નદાવર્ત્ત અને સાદો આવડે તો સાદો કરવો તેના પર ત્રણ ગોળ ઢગલીઓ કરવી અને તેના પર અષ્ટમીના ચદ્ર જેવો આકાર કાઢી તેની ઉપર એક બિંદુનો આકાર કાઢવો.

આ આખુ ચિત્ર અરિહંત ભગવાને ઉપદેશેલા ધર્મભાવનાની સજ્ઞા છે એનો [illegible] સમજવા લાયક છે

સાથીઆની [illegible] મનુષ્ય, તિર્યંચ [illegible]

દેવ એ સંસારની ચતુર્વિધ ગતિનું સૂચન કરે છે આ ચતુર્વિધ ગતિમાંથી છુટવા માટે જો કોઈ માર્ગ બચવાનો હોય તો તે ઉપર કરેલી ત્રણ ગોળ ઢગલીઓ રૂપી ત્રણ રત્ન છે તે ત્રણે રત્નના નામ (૧) સમ્યગ દર્શન (૨) સમ્યગ જ્ઞાન (૩) સમ્યગ ચારિત્ર છે અને તેના ફળરૂપે ઉપર બતાવેલા અર્ધ ચંદ્રાકાર રૂપ સિદ્ધ શિલાનુ સ્થાન પ્રાપ્ત થાય છે અને તેની ઉપર રહેલા બિન્દુની જેમ આત્મા તેના સિદ્ધના જીવ તરીકે સાદિ અનંત કાળ સુધી પોતાની સહજ સ્થિતિમા વાસ કરે છે

આ સાથીઆ ઉપર કે સિદ્ધશિલાના સ્થાન ઉપર ફળ મૂકવુ જોઈએ પણ યાદ રાખવુ જોઈએ કે જે કાંઈ ચીજ મૂકીએ તે સારી અને ભાવપૂર્વક લાવેલી હોવી જોઈએ બદામ ખોટી ન ચાલે, પૈસો, બેઆની, પાવલી કે રૂપિયો ઘસાયેલો કે ખોટો ન જોઈએ. ફળ પણ વાસી કે હલકુ ન જોઈએ નૈવેદ્ય શ્રેષ્ઠ જોઈએ તેમા સ્વસ્તિક ઉપર ફળ મૂકવુ અને સિદ્ધશિલાની આકૃતિ ઉપર નૈવેદ્ય મૂકવુ ત્રણ ઢગલી ઉપર નાણુ મૂકવુ

ઉત્તમ દ્રવ્યથી કરેલી અગ્રપૂજાજ આપણી સંસારના ભોગ્ય પદાર્થો પ્રત્યેની આસક્તિ છોડાવે છે ને દેવચરણે સાચી અર્પણતાનો પાઠ શિખવે છે

---

## — ભાવપૂજા —

અગ્રપૂજા પૂરી થયા પછી ત્રીજી 'નિસીહિ' બોલવામા આવે છે એટલે દ્રવ્યપૂજા સંબંધી પણ હવે બધી પ્રવૃત્તિનો ત્યાગ કરવામા આવે છે ને કેવળ ભાવપૂજામાજ હોવાનો નિશ્ચય થાય છે

ભાવપૂજામા બોલવાના સૂત્રોનો આખો ક્રમ પૂર્વપુરુષોએ નક્કી કર્યો છે પરંપરાગત તે આજે જે સ્વરૂપમા સચવાઈ રહ્યો છે તેની વિધિ નીચે મુજબ છે

(૧) પ્રથમ ત્રણ ખમાસમણા દેવા

(૨) પછી 'ઇચ્છાકારેણ સંદિસહ ભગવન્! ચૈત્યવંદન કરૂ ?' એવો આદેશ માગી નીચે બેસવું જેમાં ડાબો ઢીંચણ ઉભો રાખવો અને જમણો ઢીંચણ નીચે સ્થાપવો અથવા બંને ઢીંચણ જમીનપર નમાવવા હાથની અંજલિ જોડી લલાટે લગાડવી

(૩) 'જગચિંતામણિ' ચૈત્યવંદન કહેવું જો એ ન આવડે તો 'સકલકુશલવલ્લી' શબ્દથી શરૂ થતી લઘુસ્તુતિ કહેવી અને ગુજરાતી, હિંદી કે મરાઠીમાં બનાવેલું કોઇ પણ ભાવભર્યું ચૈત્યવંદન કહેવું

(૪) ત્યારપછી 'જંકિંચિ' સૂત્ર બોલવું

(૫) પછી 'નમુથ્થુણં' સૂત્ર બોલવું

(૬) ત્યાર બાદ 'જાવંતિ ચેઇઆઇ' સૂત્ર બોલવું અને એક ખમાસમણું દઇ 'જાવંત કેવી સાહૂ' સૂત્ર કહેવું

(૭) ત્યારબાદ 'નમોઽર્હત્સિદ્ધાચાર્યોપાધ્યાયસર્વસાધુભ્ય' સૂત્ર બોલી સ્તવનનો પ્રારંભ કરવો સ્તવન બહુ મધુર સ્વરે અને રાગમાં બોલવું અને તેનો વિષય જિનેશ્વરના ગુણોનો હોવો જોઇએ તે લક્ષમાં રાખવું તિવિના, તીર્થના કે કેનાર બાહ્ય ભાવના વર્ણનોવાળા સ્તવનો ભાવપૂજામાં બોલવા નહિ સ્તવન ન આવડતું હોય તો 'ઉવસગ્ગહર સ્તોત્ર' બોલવું

(૮) સ્તવન પૂરૂં થયા પછી બે હાથથી રચેલી અંજલિ કપાળે અડાડવી અને 'જય વીયરાય' સૂત્ર કહેવું 'આભવમખંડા' પદ પછી અંજલિ પૂર્વવત્ એટલે ઢીંચણ ઉપર મૂકવી સ્ત્રીવર્ગે આ રીતે હાથ ઉંચા કરવા નહિ

(૯) 'જય ' સૂત્ર પૂરૂં થયા પછી ઉભા થવું અને 'અરિહંત ' સૂત્ર બોલવું ત્યારબાદ '

ઉસમિઓણું ' સૂત્ર બોલી એક નવકારનો કાઉસ્સગ્ગ કરવો તે પૂરો થતા 'નમો અરિહંતાણું ' શબ્દ બોલી ' નમોઽર્હત્સિદ્ધાચાર્યોપાધ્યાયસર્વસાધુભ્ય ' સૂત્ર બોલી ' કલ્લાણકંદ ' સૂત્રની પ્રથમ ગાથા કહેવી અથવા સર્વમાન્ય અન્ય સ્તુતિ બોલવી

(૧૦) પછી એક ખમાસમણુ દઈ પચ્ચખ્ખાણુ કરવુ ચૈત્યવંદનની અહીં પૂર્ણાહુતિ થાય છે

આ બધા સૂત્રો બોલતી વખતે નીચેની બાબતો ખાસ લક્ષમા રાખવી

(૧) શબ્દોના ઉચ્ચાર શુદ્ધ કરવા

(૨) સૂત્રો પદ્ધતિસર અને શાન્તિપૂર્વક બોલવા જો એકલા હોઇએ તો ચૈત્યવંદન તથા સ્તવન બહુ જ મધુર અને ધીમા સાદે ગાવા જો સમુદાય સાથે હોઇએ તો વડીલના આદેશ અનુસાર એક જણુ સૂત્રો બોલે અને બીજા બધા સાભળે સ્તવન બધાએ એકજ સૂરથી ને ભક્તિભાવથી સાથે બોલવું

ભાવપૂજામા વપરાતા આ બધા સૂત્રો ઉડા રહસ્યવાળા છે અને તે ' ચૈત્યવંદન ' શબ્દથી ઓળખાય છે

હવે પછીના પાઠોમા એ સધા સૂત્રોના મૂળપાઠ, અર્થ ને ભાવાર્થનો વિચાર કરીશુ



# સૂત્ર–નિર્દેશ.



જ્ઞાની પુરૂષો પોતાના આત્માનુભવને થોડા શબ્દોમા મૂકી દે છે આવા શબ્દોના સગ્રહને સૂત્ર કહેવાય છે સૂત્રોમા એ ખૂબી હોય છે કે તેના પર જેમ જેમ વધારે વધારે વિચાર કરતા જઈએ તેમ તેમ તેમાથી વધુને વધુ જાણવાનુ મળે

આ ચૈત્યવદનમા પણ એજ રીતે જ્ઞાની પુરૂષોના રચેલા સૂત્રો છે એ સૂત્રો બોલતા નીચેની વસ્તુઓ લક્ષમા રાખવી જોઈએ

(૧) સૂત્રોનો ઉચ્ચાર શુદ્ધ કરવો જોઈએ

(૨) સૂત્રો પદ્ધતિસર બોલવા, એટલે જે સૂત્રો છદબદ્ધ હોય તે છદની પદ્ધતિએ બોલવા, અને ગદ્યમા હોય તે ગદ્યના નિયમ મુજબ સપદાદિનો વિવેક કરીને બોલવા, પરન્તુ કડકડાટ ગમે તેમ ન બોલવા

(૩) બોલતી વખતે અર્થપર લક્ષ રાખવુ

(૪) અર્થ પ્રમાણે હૃદયનો ભાવ રાખવો

સૂત્રોના જુદા જુદા સગ્રહને જુદા જુદા નામથી ઓળખવામા આવે છે એમા કેટલાક નામો જે પ્રથમ શબ્દથી સૂત્ર શરૂ થતુ હોય તે પરથી પાડવામા આવેલ છે, જ્યારે કેટલાક નામો તે સૂત્રમા જે કહ્યુ હોય તે ઉપરથી એટલે તેના ગુણ ઉપરથી પાડવામા આવેલ છે, પરન્તુ અહીં ચૈત્યવદનના લગભગ બધા સૂત્રો જે આદ્યશબ્દથી શરૂ થાય છે તેજ નામથી ઓળખાય છે

હાલમા ચૈત્યવદનની ક્રિયામા ૧૧ સૂત્રોનો ઉપયોગ થાય છે.— તેનો અનુક્રમ મુજબ છે —

૧ પ્રારભિક વિધિસૂત્ર
૨ જગચિતામણિ ચૈત્યવદન.
૩ જકિચિ
૪ નમુત્થુણ વા શક્રસ્તવ
૫ જાવતિ ચેઇઆઇ.
૬ જાવત કેવિ સાહુ
૭ નમોઽર્હત્
૮ ઉવસગ્ગહર સ્તોત્ર
૯ જયવીયરાય સ્તુતિ
૧૦ અરિહત ચેઇઆણ યા ચૈત્યસ્તવ. (જેની સાથેજ 'અન્નત્થ' સૂત્ર બોલાય છે)
૧૧ કલ્લાણકદ સ્તુતિ

આમા '[1]જગચિતામણિ' ચૈત્યવદનને સ્થળે અન્ય કોઈપણ ચૈત્યવદન બોલવામા આવે છે અને એવા ચૈત્યવદનના પ્રારભમા 'સકલ કુશલ વલ્લી' નામક સ્તુતિ પણ બોલાય છે તેમજ 'નમોઽર્હત્' પછી પૂર્વાચાર્ય રચિત ભાવપૂર્ણ સ્તવનો બોલાય છે, એટલે ચૈત્યવદન સબધી વિચાર કરતા, ઉપર કહેલા આ સૂત્રો ઉપરાન્ત 'સકલ કુશલ વલ્લી' 'ચૈત્યવદનો' અને 'સ્તવનો' વિષે પણ વિચાર કરવો ઘટે છે

---

૧ અમુક વિધિમા તો જગચિતામણિ જ અને ઉવસગ્ગહર જ બોલવાના છે

# પ્રારંભિક વિધિસૂત્ર

દરેક ધર્મક્રિયાનો મુખ્ય હેતુ આત્માને શુભ ભાવનામાં જોડવાનો અને તેમાં સ્થિર રાખવાનો હોય છે અને આ પરિણામ ત્યારે જ આવે છે કે જ્યારે કોઈ પણ ક્રિયા પોતાની ઇચ્છા અને સમજ પૂર્વક કરવામાં આવે

પરન્તુ સામાન્ય મનુષ્ય ધર્મક્રિયાનું ઉંડુ રહસ્ય એકદમ પામી શકતા નથી એથી તેનું રહસ્ય સમજવાને તેને ગુરુના આલંબનની જરૂર રહે છે, અને એથી જ સામાયિક, પ્રતિક્રમણ તથા અન્ય ધાર્મિક ક્રિયાઓ ગુરુ સમક્ષ કરવાનું શાસ્ત્રોમાં જણાવેલું છે

જ્યારે એક મનુષ્ય તૈયાર થઈને ગુરુ સમીપ ધર્મક્રિયા કરવા જાય ત્યારે પ્રથમ તેણે એ વિવેક રાખવો જોઈએ કે ગુરુની સમાધિમાં કોઈ પણ જાતનો ભંગ ન થાય અને એથી બહુ વિનય અને નમ્રતા પૂર્વક મુખથી પ્રથમ ગુરુની અનુજ્ઞા મેળવવી જોઈએ આવી અનુજ્ઞા મેળવવા માટે—

'ઇચ્છાકારેણ સંદિસહ ભગવન્' એ સૂત્રનો ઉપયોગ થાય છે

| | |
|---|---|
| इच्छाकारेण | (આપની) ઇચ્છા પૂર્વક |
| संदिसह | આજ્ઞા આપો! |
| भगवन् | હે પૂજ્ય! હે જ્ઞાનવંત! |

મતલબ કે હે [illegible] ગુરુદેવ! મારી માગણી માત્રથી નહિ, કે દાક્ષિણ્યપણાથી [illegible] આપની ઇચ્છા હોય તો [illegible] આપના [illegible] ક્રિયા કરવાની આજ્ઞા આપો!

આ પછી જે ક્રિયા કરવી હોય તેનુ નામ બોલાય છે જેમ કે —

'ઇરિયાવહિય પડિક્કમુ ?' 'મુહપત્તિ પડિલેહુ !' 'સામાયિક કરૂ ?' વિગેરે અને ગુરુ તેને અનુજ્ઞા આપે છે આજ રીતે ચૈત્યવદન જેવી પવિત્ર ધર્મક્રિયાના પ્રારભમા પણ એ વિધિસૂત્ર વડે ભગવતની આજ્ઞા લેવાય છે જો કે ભગવત તેનો પ્રત્યુત્તર આપતા નથી પરતુ મુમુક્ષુ આત્માની પરમ ગુરુ પ્રત્યેની અર્પણ બુદ્ધિનો એથી સ્વીકાર થાય છે આટલા વિધિ સૂત્રના ઉચ્ચાર પછી મુખ્યત્વે જગચિંતામણિ કે અન્ય ચૈત્યવદન બોલવામા આવે છે



# जगचिंतामणि चैत्यवंदन.

## मूलसूत्र.

जगचिंतामणि ! जगनाह ! जगगुरु ! जगरक्खण !
जगबंधव ! जगसत्थवाह ! जगभावविअक्खण !
अट्ठावयसठविय–रूव ! कम्मठविणासण !
चउवीसंपि जिणवर जयतु अप्पडिहयसासण ! ॥ १ ॥
कम्मभूमिहिं कम्मभूमिहिं पढमसंघयणि ।
उक्कोसय सत्तरिसय, जिणवराणविहरंत लब्भइ ।
नवकोडिहिं केवलीण, कोडि सहस्स नव साहुगम्मइ
संपइ जिणवर वीस मुणि, बिहुं कोडिहिं वरनाणि ।
समणह कोडि सहसदुअ, थुणिज्जइ निच्चविहाणि ॥ २ ॥
जयउ सामिय, जयउ सामिय रिसह सत्तुंजि ।
उज्जित पहु नेमिजिण, जयउ वीर सच्चउरिमंडण,
भरुअच्छहिं मुणिसुव्वय, मुहरि पास दुह दुरिअ खंडण ।
अवरविदेहिं तित्थयरा, चिहु दिसि विदिसि जिं केवि,
तीआणागयसंपइअ, वंदू जिण सव्वेवि ॥ ३ ॥
सत्ताणवइसहस्सा, लक्खा छपन्न अट्ठ कोडिओ ।
बत्तिसय बासिआइं, तिअ लोए चेइए वंदे ॥ ४ ॥
पनरसकोडिसयाइं, कोडि बायाल लक्ख अडवन्ना ।
छत्तीस सहस ‹२› सासयबिम्बाइं पणमामि ॥

# જગચિંતામણિ ચૈત્યવંદન

## અર્થ અને વિવેચન.

જગચિંતામણિ ચૈત્યવંદનની ચાર ચરણવાળી પ્રથમ ટૂંકમા ચોવીશે જિનેશ્વરોનુ સામાન્ય ગુણથી સ્તવન કરવામા આવ્યુ છે એમા જિનેશ્વરને દશ વિશેષણો આપવામા આવ્યા છે

### ૧ જગચિંતામણિ

જગચિંતામણિ શબ્દનો અર્થ જગતમા ચિંતામણિ રત્ન સમાન થાય છે ચિંતામણિ રત્ન તેને કહેવામા આવે છે કે જે રત્ન પાસે હોય તો ચિંતવેલા કાર્યની સિદ્ધિ થાય શ્રી જિનેશ્વર ભગવાન જગતના ભવ્ય જીવોને મનોવાછિત સુખ આપનાર છે, એથી એમને જગચિંતામણિ કહેવા યથાર્થ છે

### ૨ જગનાહ

જગનાહ એટલે જગતના નાથ જિનેશ્વર ભગવાન, જગતના જીવો જે હજી ધર્મમાર્ગમા નથી જોડાયા તેને ધર્મમાર્ગમા જોડે છે અને જેઓ ધર્મમાર્ગમા જોડાયેલા છે તેના ધર્મની પોતાના ઉપદેશદ્વારા રક્ષા કરે છે એટલે તે જગતના નાથ કહેવાય છે

### ૩ જગગુરૂ

જગગુરૂ એટલે જગતના ગુરૂ અથવા જગતમા સહુથી મોટા. શ્રી જિનેશ્વર દેવ જાતિ કે લિંગના ભેદ વિના સમસ્ત જગતના જીવોને એક સરખો હિતોપદેશ આપે છે, એથી એ જગદ્ગુરૂ કહેવાય છે એમનાથી વિશેષ સામર્થ્ય જગતમા કોઈ ધરાવતુ નથી એ જગતમા સહુથી મોટા પણ ગણાય છે

## ૪ જગરક્‌ખણ.

જગરક્‌ખણનો અર્થ જગતની રક્ષા કરનાર થાય છે આ જગતમા જુદા જુદા છ કાયના જીવો છે ૧ પૃથ્વીકાય, ૨ અપ્કાય, ૩ તેઉકાય, ૪ વાયુકાય, ૫ વનસ્પતિકાય અને ૬ ત્રસકાય એ છએ કાયના જીવોની શ્રી જિનેશ્વર દેવ પોતાના અહિંસક જીવનથી રક્ષા કરે છે માટે એ જગદ્રક્ષક—જગતપાલક કહેવાય છે

## ૫ જગબંધવ

જગબંધવ એટલે જગતના ભાઈ જે દુખના વખતે ખરેખરી સહાય કરે તે બંધવ ગણાય છે શ્રી જિનેશ્વર દેવ સંસારના કીચડમા ફસાઈ ગયેલા જીવોને પોતાના અમૂલ્ય ઉપદેશદ્વારા બહાર કાઢી ખરેખરી સહાય કરે છે તેથી તે જગબંધવ કહેવાય છે

## ૬ જગસત્થવાહ.

જગસત્થવાહ એટલે જગતના સાર્થવાહ સાર્થવાહ તેને કહેવાય છે કે જે વ્યાપાર નિમિત્તે મોટા કાફલાઓ લઈ દૂર દેશાવર જાય છે અને પોતાની સાથે એકલદોકલ કે માર્ગ ભુલેલા પ્રવાસીને પણ લઈ લે છે શ્રી જિનેશ્વર દેવ આ ભવાટવીમાથી સહીસલામત પસાર થઈ મોક્ષનગરીએ પહોચેછે અને જગતના બીજા અનેક જીવોને પણ મોક્ષ નગરે પહોચાડે છે

## ૭ જગભાવ વિઅક્‌ખણ

જગભાવ વિઅક્‌ખણનો અર્થ જગતનુ રહસ્ય જાણવામા વિચક્ષણ એવો થાય છે જગત એટલે જતુ—પરિવર્તન પામતુ એવો અર્થ થાય છે આ દુનિયા ક્ષણે ક્ષણે પરિવર્તન પામી

રહી છે એથી એને જગત્ કહેવાય છે એની રચના (૧) આત્મા (૨) પુદ્ગલ (૩) ધર્માસ્તિકાય (૪) અધર્માસ્તિકાય (૫) આકાશ (૬) અને કાળ એ છ દ્રવ્યથી થયેલી છે આ છ એ દ્રવ્યના ગુણ અને પર્યાય-સ્વભાવ શ્રી જિનેશ્વરદેવ બરાબર જાણે છે, એથી એમને જગતનુ સ્વરૂપ જાણવામા વિચક્ષણ કહ્યા છે

## ૮ અટ્ઠાવયસંઠવિયરૂવ

આ શબ્દ ત્રણ નાના શબ્દોનો બનેલો છે અટ્ઠાવય, સંઠવિય અને રૂવ અટ્ઠાવયનો અર્થ 'અષ્ટાપદ' થાય છે સંઠવિય એટલે સ્થાપિત અને રૂવ એટલે પ્રતિમા મતલબ કે જે જિનેશ્વર દેવોની પ્રતિમાઓ અષ્ટાપદ પર્વત ઉપર સ્થાપન કરવામા આવી છે

આ અષ્ટાપદ તીર્થ હાલ કયા છે તે કોઇ જાણતુ નથી પણ તેના પર છેલ્લી અવસર્પિણીમા થયેલા ચોવીશે તીર્થ કરની પ્રતિમાઓ સુશોભિત મંદિરમા શ્રી ભરતચક્રવર્તીએ સ્થાપન કરેલી છે

## ૯ કમ્મટ્ઠવિણાસણ

કમ્મટ્ઠ વિણાસણનો અર્થ કર્માષ્ટવિનાશક અર્થાત્ આઠે કર્મનો નાશ કરનાર થાય છે

શુદ્ધ ચૈતન્યસ્વરૂપ આત્મા જડ એવી કાર્મણવર્ગણાના બંધ નથી પોતાના મૂળ સ્વરૂપને પામી શકતો નથી એ વર્ગણામા જુદા જુદા આઠ પ્રકારની શક્તિઓ છે અને તેથી એ કાર્મણવર્ગણા આઠ કર્મને નામે ઓળખાય છે

(૧) જે પુદ્ગલો આત્માના જ્ઞાનસ્વભાવને આવરે તેને **જ્ઞાનાવરણીય કર્મ** કહે છે

(૨) જે પુદ્ગલો આત્માના દર્શનસ્વભાવને આવરે તેને **દર્શનાવરણીય કર્મ** કહે છે

(૩) જે પુદ્ગલો આત્માના સ્વાભાવિક સુખને આવરી કૃત્રિમ સુખદુખનો અનુભવ કરાવે તેને **વેદનીય** કર્મ કહે છે

(૪) જે પુદ્ગલો આત્માના સમકિતગુણને તેમજ અનંત ચારિત્રને રોકે તેને **મોહનીય** કર્મ કહે છે

(૫) આત્મા અરૂપી હોવા છતા જે કર્મથી જુદા જુદા પ્રકારના શરીર વિગેરે ધારણ કરવા પડે છે તે નામકર્મ કહેવાય છે

(૬) જે પુદ્ગલોવડે અજરામર આત્માને પણ અમુક મુદત સુધી અમુક જાતિના શરીરમા રહેવુ પડે છે તેને **આયુ-કર્મ** કહે છે

(૭) આત્મા અગુરુલઘુ હોવા છતા જે પુદ્ગલોવડે તેને ઉચ્ચ નીચ કુળની પ્રાપ્તિ અથવા સારા ખોટા સંયોગો પ્રાપ્ત થાય છે તેને **ગોત્રકર્મ** કહે છે

(૮) આત્મા અનંત શક્તિનો ધણી હોવા છતા જે વડે એની શક્તિઓ કુંઠિત થઈ જાય છે તેને **અંતરાયકર્મ** કહે છે

આ આઠ કર્મમાથી જ્યારે ૧ લુ, ૨ જુ, ૪ થુ અને ૮ મુ કર્મ ક્ષય પામે છે ત્યારે જ કેવળજ્ઞાન ઉત્પન્ન થાય છે અને પછી ચતુર્વિધ સંઘની સ્થાપના કરતા તીર્થંકર બનાય છે તીર્થંકરો જ્યારે બાકીના ચારે કર્મનો ક્ષય કરે છે ત્યારે નિર્વાણ પામે છે આમ શ્રી જિનેશ્વર દેવ પોતાના જીવનની પૂર્ણાહુતિ સાથે આઠે કર્મનો વિનાશ કરે છે

## ૧૦ અપ્પડિહય સાસણ.

અપ્પડિહયસાસણનો અર્થ અપ્રતિહત શાસન થાય છે અર્થાત્ જેનુ ધર્મશાસન કોઈથી પણ હણાય તેવુ નથી

આવા દર

चउवीस पि जिणवर जयतु
ચોવીને પણ જિનવર જય પામો !

આ પ્રથમ ટૂક છ દોઢબદ્ધ છે અને વર્તમાનકાળમા પ્રચલિત સવૈયા એકત્રીસાની ઢબે સુદર રીત ગાઈ શકાય છે

પ્રથમ ટૂકમા ચોવીશે જિનનુ સામાન્ય વર્ણન કર્યા પછી હવે-

બીજી ટૂકમા ક્ષેત્ર તથા સખ્યાની દષ્ટિએ શ્રી જિનેશ્વરદેવ, કેવળજ્ઞાની તથા સામાન્ય સાધુ, જે મુમુક્ષુને માટે પૂજ્ય છે તેનો વિચાર કરેલો છે

कम्मभूमिहिं कम्मभूमिहिं
કર્મભૂમિમા કર્મભૂમિમા
पढम सघयणि उक्कोसय सत्तरिसय
પ્રથમ સઘયણવાળા ઉત્કૃષ્ટા એકસો ને સિત્તેર
जिणवराण विहरत लब्भइ
જિનેશ્વરો વિચરતા પમાય છે

જૈન ભૂગોળ પ્રમાણે અઢી દ્વીપ સુધી મનુષ્યક્ષેત્ર છે એમા મુખ્ય બે પ્રકારના દેશો છે કેટલાક દેશો એવા છે કે જ્યાના મનુષ્યો કેવળ પ્રાકૃતિક જીવન ગુજારે છે, જેને 'અકર્મભૂમિ' કહેવાય છે અને કેટલાક દેશો એવા છે કે જ્યાના લોકોમા નિર્વાહ માટે અસિ-મસી-કૃષિ એટલે તલવાર, કલમ, ખેતી આદિ અનેક પ્રકારના વ્યવસાયો નજરે પડે છે આ પ્રકારની ભૂમિને 'કર્મભૂમિ' કહેવાય છે અઢી દ્વીપમા આવી કુલ ૧૫ કર્મભૂમિ એટલે કર્મપ્રધાન દેશો છે અને ૩૦ અકર્મભૂમિ એટલે પ્રાકૃતિક જીવન ગુજારતા દેશો છે આમાથી શ્રી જિનેશ્વર દેવો કર્મભૂમિમા જ ઉત્પન્ન થાય છે, અને ત્યા જ વિચરે છે આવ

જિનેશ્વરો બધા ક્ષેત્રમા મળીને ઉત્કૃષ્ટે કાળે વધારેમા વધારે એકી સાથે એકસો સિત્તેર હોય છે, તેથી વધારે હોતા નથી શ્રી અજિતનાથ ભગવાનના સમયમા એકી સાથે ૧૭૦ જિનેશ્વર હતા

नवकोडिहिं केवलीण
નવકોટિ કેવળીની

અને કેવળજ્ઞાનીઓની સખ્યા ઉપર જણાવેલ બધી કર્મભૂમિમા થઇને નવ ક્રોડ સુધીની હોય છે તેમજ

कोडि सहस्स नव साहु गम्मइ
ક્રોડ હજાર નવ સાધુ જાણવા

અર્થાત્ સામાન્ય સાધુની સખ્યા ઉત્કૃષ્ટ નવ હજાર ક્રોડ (૯૦૦૦૦૦૦૦૦૦૦) એટલે નેવુ અબજ હોય છે

આ હકીકત બધા સમયને લક્ષમા રાખી ઉત્કૃષ્ટમા ઉત્કૃષ્ટ સખ્યાની કહી પરન્તુ—

संपइ
વર્તમાન કાળમા
जिणवर वीस
જિનેશ્વરો વીશ છે અને
मुणि बिहु कोडि हिं वरनाणी
મુનિ બે ક્રોડ કેવળજ્ઞાની
અને બે ક્રોડ મુનિ કેવળજ્ઞાની છે તથા —
समणह कोडि सहस्स दुअ
શ્રમણોની કોટિ હજાર બે છે

અર્થાત્ ૨૦ અબજ સામાન્ય સાધુ છે

વર્તમાન કાળમા જે દુનિયા જણાયેલી છે તેમ માત્રની સખ્યા ગણતા દોઢ અબજનો સુમાર થાય છે જૈન ભૂગોળ પ્રમાણે ૬૭ બીજા દેશો હોવા જોઈએ

ઉપર જણાવેલા બધા જિનેશ્વરો, કેવળજ્ઞાનીઓ અને સ

थुणिज्जइ निच्च विहाणि
સ્તવીએ નિત્ય વહાણે

હમેશા પ્રાત કાળમા સ્તવીએ અર્થાત્ તેમના ગુણગાન

આ ટૂકની પાચ લીંટીમા પ્રથમ લીંટી ગદ્યથી ગવાય પછીની બે વૈતાલિક છદમા અને પછીની બે લીંટીઓ છદમા બોલાય છે

બીજી ટૂકમા ક્ષેત્ર અને સખ્યાની દષ્ટિએ શ્રી જિનેશ્વર કેવળજ્ઞાની મહાત્માઓ અને શ્રમણોનો વિચાર કર્યા પછી ત્રીજી ટૂકમા ભરત ક્ષેત્રમા તથા અન્ય સ્થળે રહેલા મુખ્ય મુખ્ય તીર્થોને ત્યા બિરાજતા જિનેશ્વરના નામ સાથે વદન કરવામ આવે છે

| | | | |
|---|---|---|---|
| जयउ | सामिय | जयउ | सामिय |
| જય પામો | હે સ્વામિ! | જય પામો | હે સ્વામિ! |

ભક્તિભાવના ઉભરાથી અહીં પ્રારભમા જ 'જય પામો, જ પામો' ના ઉદ્ગાર બે વાર કાઢવામા આવે છે અને ત્યારબ કયા જિનેશ્વર કયા જય પામો તેનુ સૂચન કર્યું છે

| | |
|---|---|
| रिसह | सत्तुंजि |
| શ્રી ઋષભદેવ | શત્રુજય પર જય પામો! |

उज्जित पहु नेमिजिण
ગિરનાર પર પ્રભુ નેમિજિન જય પામો !

जयउ वीर सच्चउरिमंडण
જય પામો શ્રી મહાવીર સત્યપુરીના મંડન રૂપ

એટલે સાચોરગામના શણગાર રૂપ શ્રી મહાવીર જિનેશ્વર જય પામો !

भरुअच्छहिं मुणिसुव्वय
ભરૂચમા મુનિસુવ્રતસ્વામિ જય પામો !

मुहरि पास
ટીંટોઇમા મુહરિ પાર્શ્વનાથ જય પામો !

શ્રી ઋષભદેવ, શ્રી નેમિનાથ, શ્રી મહાવીર સ્વામિ, શ્રી પાર્શ્વનાથ અને શ્રી મુનિસુવ્રત સ્વામિ આ જિનપંચક કેવુ છે તે જણાવવા હવે સામાન્ય વિશેષણ મુકે છે

दुह दुरिअ खडण
દુખ દુરિત ખડન

એટલે દુખ અને પાપનો નાશ કરનાર છે

ભરતક્ષેત્રના આ મુખ્ય તીર્થપતિ જિનેશ્વરોને વદન કર્યા પછી

अवरविदेहिं तित्थयरा
બીજા ઐરવત અને મહાવિદેહ આદિ ક્ષેત્રમા જે તીર્થ કરે તીર્થનાયક છે તેને તથા

चिहु दिसि विदिसि जिंकेवि
ચાર દિશા અને ચાર વિદિશામા જે કોઈ

અર્થાત્ ૨૦ અગજ સામાન્ય સાધુ છે

વર્તમાન કાળમા જે દુનિયા જણાયેલી છે તેમા મનુ
માનની સખ્યા ગણતા દોઢ અબજનો સુમાર થાય છે
જૈન ભૂગોળ પ્રમાણે હજી બીજા દેશો હોવા જોઈએ.

ઉપર જણાવેલા બધા જિનેશ્વરો, કેવળજ્ઞાનીઓ અને સાધુ

दुणिज्जइ निच्च विहाणि
સ્તવીએ નિત્ય વહાણે

હમેશા પ્રાત કાળમા સ્તવીએ અર્થાત્ તેમના ગુણગાન ગાઈ

આ ટૂકની પાચ લીટીમા પ્રથમ લીટી ગગથી ગવાય
પછીની બે વૈતાલિક છદમા અને પછીની બે લીટીઓ
છદમા બોલાય છે

બીજી ટૂકમા ક્ષેત્ર અને સખ્યાની દૃષ્ટિએ શ્રી જિનેશ્વર કે
કેવળજ્ઞાની મહાત્માઓ અને શ્રમણોનો વિચાર કર્યા પછી
ત્રીજી ટૂકમા ભરત ક્ષેત્રમા તથા અન્ય સ્થળે રહેલા મુખ્ય મુખ્ય
તીર્થોને ત્યા બિરાજતા જિનેશ્વરોના નામ સાથે વદન કરવામા
આવે છે

| जयउ | सामिय | जयउ | सामिय |
|---|---|---|---|
| જય પામો | હે સ્વામિ! | જય પામો | હે સ્વામિ! |

ભક્તિભાવના ઉભરાથી અહીં પ્રારભમા જ 'જય પામો, જય
પામો' ના ઉદ્ગાર બે વાર કાઢવામા આવે છે અને ત્યારબા
કયા જિનેશ્વર કયા જય પામો તેનુ સૂચન કર્યું છે

| रिसह | सत्तुंजि |
|---|---|
| શ્રી ઋષભદેવ | શત્રુજય પર જય પામો! |

उज्जिंत पहु नेमिजिण
ગિરનાર પર પ્રભુ નેમિજિન જય પામો !

जयउ वीर सच्चउरिमंडण
જય પામો શ્રી મહાવીર સત્યપુરીના મંડન રૂપ

એટલે માથોરગામના શણગાર રૂપ શ્રી મહાવીર જિનેશ્વર જય પામો !

भरुअच्छहिं मुणिसुव्वय
ભરૂચમા મુનિસુવ્રતસ્વામિ જય પામો !

मुहरि पास
ટીંટોઇમા મુહરિ પાર્શ્વનાથ જય પામો !

શ્રી ઋષભદેવ, શ્રી નેમિનાથ, શ્રી મહાવીર સ્વામિ, શ્રી પાર્શ્વનાથ અને શ્રી મુનિસુવ્રત સ્વામિ આ જિનપંચક કેવુ છે તે જણાવવા હવે સામાન્ય વિશેષણ મુકે છે

दुह दुरिअ खडण
દુખ દુરિત ખંડન

એટલે દુખ અને પાપનો નાશ કરનાર છે

ભરતક્ષેત્રના આ મુખ્ય તીર્થપતિ જિનેશ્વરોને વદન કર્યા પછી

अवरविदेहिं तित्थयरा
બીજા ઐરવત અને મહાવિદેહ આદિ ક્ષેત્રમા જે તીર્થકરો તીર્થનાયક છે તેને તથા

चिहु दिसि विदिसि जिंकेवि
ચાર દિશા અને ચાર વિદિશામા જે કોઈ

तीआणागयसपइम
અતીત અનાગત અને વર્તમાન કાળમા તીર્થપતિ છે

| | | |
|---|---|---|
| वडु | जिण | सव्वेवि |
| વદુ | જિન | સર્વને પણ |

ત સર્વ જિનને પણ વદુ છુ

બીજી દૂની માફક જ ત્રીજીમા પણ પ્રથમ પક્તિ, પછીની બે પક્તિ અને ત્યારપછીની પક્તિઓ ગાઈ શકાય છે

ચોથી દૂકમા શાશ્વતા જિનપ્રાસાદની સખ્યા નિત્યસ્મરણ માટે યાદ કરવામા આવે છે

| | |
|---|---|
| सत्ताणवइ सहस्सा | |
| સત્તાણુ હજાર | ९७००० |
| लक्खा छप्पन्न | |
| લાખ છપ્પન | ५६००००० |
| अठ कोडियो | |
| આઠ ક્રોડ | ८००,००००० |
| बत्तीसय | |
| બત્રીશસો | ३२०० |
| बासीयाईं | |
| બાસી | ८२ |
| तियलोए चेइए वदे | ८५७००२८२ |

ત્રણ લોકના ચૈત્યોને વાદુ છુ

એટલે ત્રણે લોકમા થઈને ८५७००२८२ શાશ્વતા ચૈત્યોને – વદન કરૂ છુ

આ ટૂકં ગાથા છદમા છે

હવે પાચમી ટૂકમા ગાથા છ૬ વડે શાશ્વત ચૈત્યોમા રહેલી પ્રતિમાઓની સખ્યાને યાદ કરવામા આવે છે

| | | |
|---|---|---|
| पनरस | कोडि | सयाइं |
| ૫ દર | ક્રોડ | સો |

એટલે ૫દરને ક્રોડ, ( ૫ દર અબજ ) ૧૫૦૦૦૦૦૦૦૦૦

| | |
|---|---|
| कोडि यायाल | |
| ક્રોડ બેતાલીસ | ૪૨૦૦૦૦૦૦૦ |
| लक्ख अडवन्ना | |
| લાખ અઠ્ઠાવન | ૫૮૦૦૦૦૦ |
| छत्तीस सहस्स | |
| છત્રીસ હજાર | ૩૬૦૦૦ |
| असिइ | |
| એ સી | ૮૦ |
| બરાબર | ૧૫૪૨૫૮૩૬૦૮૦ |

सासय विंबाइं
શાશ્વતા બિમ્બોને–પ્રતિમાઓને
पणमासि
પ્રણામ કરૂ છુ

એકદરે આ ચૈત્યવદનમા તીર્થંકરો, કેવળજ્ઞાનીઓ, સાધુઓ, તીર્થો, મદિરો અને પ્રતિમાઓ જે આત્માને તરવામા સહાયભૂત છે તેમને વદન કરી તેમના પ્રત્યે પૂજ્યભાવ દર્શાવવામા આવ્યો છે

---

# जंकिंचि सूत्र.



ज किंचि नाम तित्थ सग्गे पायालि माणुसे लोए ।
जाइ जिणबिंबाइ ताइ सव्वाइ वंदामि ॥

ज किंचि
જે કોઈ
नामतित्थ
નામ રૂપ તીર્થ હોય
કયા ?

| | | |
|---|---|---|
| सग्गे | पायालि | माणुसेलोए |
| સ્વર્ગમા | પાતાળમા | મનુષ્યલોકમા |
| ताइ | सव्वाइ | वंदामि |
| તે | સર્વને | વંદુ છુ |

તમ જ
जाइ जिणबिंबाइ

જેટલા જિનેશ્વરના બિંબો હોય તેમને પણ હુ વંદન કરૂ છુ

તીર્થ શબ્દના જુદા જુદા અર્થ થાય છે એનો મૂળ અર્થ 'જેનાથી તરાય તે' એવો થાય છે નદીનો આરો વગેરે આ કારણથી તીર્થ કહેવાય, કારણ કે ત્યાથી તરીને માણસ સામા કિનારે જઈ શકે છે આ જ રીતે સાધુ, સાધ્વી, શ્રાવક, શ્રાવિકા રૂપી ચતુર્વિધ સંઘ, ધર્મની રક્ષા કરવામા કારણભૂત હોઇ તેને પણ (જંગમ) તીર્થ કહેવાય છે અને એ તીર્થને કરવાથી જ શ્રી ૠષભાદિ તીર્થંકર કહેવાય છે

આ તીર્થંકરોના સુંદર સ્થળે બંધાયેલા પ્રાસાદો પણ આત્માને સંસારસાગરમાંથી તરવામાં કારણભૂત હોઈ તીર્થ કહેવાય છે

આ બધા પ્રકારના તીર્થના મુખ્ય ચાર વિભાગ કરી શકાય. ૧ નામતીર્થ, ૨ સ્થાપનાતીર્થ, ૩ દ્રવ્યતીર્થ ને ૪ ભાવતીર્થ

નામતીર્થ એટલે જે સ્થળો તીર્થને નામે ઓળખાતા હોય તેના નામો, જેમ કે શત્રુંજય, ગિરનાર, સમેતશિખર આદિ અને તે સ્થાનને સ્થાપનાતીર્થ કહીએ

દ્રવ્યતીર્થ અનેક પ્રકારના લૌકિક તીર્થોને કહે છે અને ભાવતીર્થ ચતુર્વિધ સંઘ વિહરમાન તીર્થંકર વિગેરે કહેવાય છે આ સૂત્રમાં સઘળા નામતીર્થને નમસ્કાર કર્યો છે

---

# नमुत्थुणं अथवा शक्रस्तव



नमुत्थुणं अरिहताणं भगवताण ॥ १ ॥
आइगराण तित्थयराण सयसबुद्धाण ॥ २ ॥

पुरिसुत्तमाण पुरिमसीहाण पुरिमवरपुडरीआण, पुरीसवरगन्धहत्थीण ॥ ३ ॥

लोगुत्तमाण लोगनाहाण लोगहिआण लोगपइवाण लोग

अभयदयाण चक्खुदयाण मग्गदयाण सरणदयाण बोहिदयाण ॥ ५ ॥

धम्मदयाण धम्मदेसियाण धम्मनायगाण।
धम्मसारहीण धम्मवरचाउरंतचक्कवट्टीण ॥ ६ ॥

अप्पडिहयवरनाणदंसणधराण, वियट्टछउमाण ॥७॥

जिणाण जावयाण, तिन्नाण तारयाण।
बुद्धाण बोहयाण मुत्ताण मोयगाण ॥ ८ ॥

सव्वन्नूण, सव्वदरिसिण, सिव-मयल-मरुअ-मणंत-मक्खय-मव्वाबाह-मपुणराविति सिद्धिगइनामधेय ठाण संपत्ताण, नमो जिणाण जिअभयाण ॥ ९ ॥

जे अ अईआ सिद्धा, जे अ भविस्संति णागएकाले
संपइअ वट्टमाणा, सव्वे तिविहेण वंदामि ॥ १० ॥

---

## નમોત્થુણં સૂત્રાર્થ

### સામાન્ય સ્વરૂપ

નમોત્થુણ સૂત્ર આખાયે ચૈત્યવંદનમાં ઘણાજ ગંભીર આશયવાળુ સૂત્ર છે એ જુદા જુદા ત્રણ નામોથી ઓળખાય છે

(૧) નમોત્થુણ શબ્દથી શરૂ થાય છે માટે નમોત્થુણ કેટલાક સ્થળે નમુત્થુણ શબ્દ પણ વપરાય છે

( ૨ ) શક્ર ઇન્દ્ર જ્યારે જ્યારે તીર્થંકરદેવની સ્તુતિ કરે છે ત્યારે ત્યારે ડાબો ઢીંચણ ઉભો કરી પેટ ઉપર બે હાથની કોણી ટેકવી, બે હાથની કમળના ડોડાને આકારે અંજલિ કરી આ સૂત્ર બોલે છે એથી એ શક્રસ્તવ પણ કહેવાય છે

( ૩ ) તીર્થંકરદેવોને નમસ્કાર કરવાનું સૂત્ર હોવાથી પ્રણિપાત-દંડક સૂત્ર પણ કહેવાય છે ( જુઓ લલિતવિસ્તરા પૃ ૭ ) આ સૂત્ર જુદી જુદી નવ સંપદામાં વહેચાયલું છે અને છેડે એક પૂર્વાચાર્યકૃત ગાથા છે

**સંપદાનો** અર્થ અર્થાધિકાર અથવા વિસામો થાય છે નિબંધ લખવામાં જેમ જુદા જુદા મુદ્દાઓ ઉપર જુદા જુદા પેરેગ્રાફ પાડવામાં આવે છે તેમ સૂત્રોમાં જુદા જુદા મુદ્દા માટે સંપદાનો ઉપયોગ થાય છે એટલે એને સૂત્રોના પેરેગ્રાફ પણ કહી શકાય

આ સૂત્રોમાં વપરાતી દરેક સંપદાને જુદા જુદા વિષયદર્શક નામ આપવામાં આવે છે

અહીં નમોત્થુણં સૂત્રમાં પણ એ જ રીતે દરેક સંપદાને નામ આપેલાં છે જે નામ તથા જે શબ્દથી નવી સંપદા શરૂ થાય છે તે શબ્દની યાદી નીચે મુજબ છે —

| સંપદાનું નામ | પ્રથમ પદ | કેટલા પદ |
|---|---|---|
| ૧ સ્તોતવ્ય સંપદા | नमुत्थुणं | २ |
| ૨ ઓઘ સંપદા | आइगराणं | ३ |
| ૩ ઇતરહેતુ સંપદા | पुरिसुत्तमाणं | ४ |
| ૪ ઉપયોગ સંપદા | लोगुत्तमाणं | ५ |
| ૫ તદ્ધેતુ સં | अभयदयाणं | ५, |

| | | |
|---|---|---|
| ૬ અવિરોપેપયોગ સંપદા | धम्मदयाण | ५ |
| ૭ સ્વરૂપહેતુ સંપદા | अप्पडिहयवर० | ૨ |
| ૮ નિજસમફલ સંપદા | मयन्नूण | ૪ |
| ૯ મોક્ષ સંપદા | जिणाण जावयाण | ३ |
| | | ૩૩ |

આ સૂત્ર પર શ્રીમાન હરિભદ્ર સૂરીશ્વરજીએ ન્યાયથી પૂર્ણ 'શ્રી લલિત વિસ્તરા' નામની ટીકા બનાવેલી છે, જેના વાચન થી એકવીશ વખત બૌદ્ધ ને એકવીશ વખત જૈન થયેલા સિદ્ધર્ષિ ગણિ છેવટે જૈનમતમા સ્થિર થયા હતા એનો પ્રત્યેક શબ્દ ખૂબ વિચારપૂર્વક યોજાયેલો છે તે આપણે હવે પછીના પાઠમા જોઈશુ

---

## નમોત્થુણં ( ચાલુ )



### ૧ સ્તોતવ્ય સંપદા

नमोत्थुण अरिहताण भगवताण ॥ १ ॥

નમસ્કાર હો અરિહંતોને ભગવંતાને !

અર્થાત અરિહંતભગવાનને નમસ્કાર હો !

અહીં નમસ્કારનો અર્થ સ્પષ્ટ રીતે સમજી લેવો જોઇએ નમસ્કાર બે પ્રકારના થાય છે દ્રવ્યનમસ્કાર અને ભાવનમસ્કાર

માથુ નમાવવુ, હાથ પગ અને માથુ ભેગા કરવા, બે હાથ

જોડવા વગેરે દ્રવ્યનમસ્કાર છે અને વિશુદ્ધ મનનો નિયોગ-ભાવનાની શુદ્ધિ એ ભાવનમસ્કાર છે

'ण' શબ્દ પ્રાકૃત ભાષામા અલકાર માટે વપરાય છે

અરિહત શબ્દનો અર્થ અગાઉ આપણે વિસ્તારથી જાણી ગયા છીએ પરન્તુ એ શબ્દના સ્થળે બીજા બે એને મળતા શબ્દોનો પણ ઉપયોગ થાય છે એનો અર્થ જોઇએ

અરિહત-(अर्हत्) એટલે લાયક જે તીર્થકર ભગવાન પોતાના અતિશયો વડે દેવોની પૂજાને પણ લાયક (યોગ્ય) છે તે અરહત કહેવાય છે

બીજો શબ્દ 'અરુહત' છે અ+રુહન્ન એટલે ફરીથી ન ઉગે તેવુ શ્રી તીર્થકરદેવને છેલ્લુ શરીર છોડ્યા પછી પોતાના સકળ કર્મ ક્ષય થયેલા હોવાથી પુન ન સસારમા આવવાનુ રહેતુ નથી એટલે તે અરુહત પણ કહેવાય છે

અરિહતદેવ નામભેદે કરીને અનેક છે પરન્તુ અહીં ભાવ અરિહતને જ વદના કરેલી છે અને તે દર્શાવવા જ 'भगवताण' વિશેષણ વાપરેલુ છે

ભગવન્ત એટલે ભગવાળા એમા ભગનો અર્થ બહુ ઉંડો છે છ જાતના અર્થમા એ વપરાય છે —

ऐश्वर्यस्य समग्रस्य रूपस्य यशस श्रिय ।
धर्मस्याथ प्रयत्नस्य षण्णा भग इतीङ्गना ॥

અહીં છએ અર્થમા શ્રી તીર્થકરદેવોને ભગ શબ્દ બધ બેસતો થાય છે

**સમગ્ર ઐશ્વર્યના અર્થમા**—દેવતાઓ પણ ભક્તિથી તેમની આગળ પ્રાતિહાર્યની રચના કરે છે જેમકે અશોક વૃક્ષ,

પુષ્પની વૃષ્ટિ, દિવ્ય ધ્વનિ, દેવદુદુભિ, છત્ર, ચામ , સિહાસન ને ભામડળ એ આઠ પ્રકારનુ એશ્વર્ય ધા ણ કરવાથી તે ભગવ ત કહેવાય છે

**રૂપના અર્થમા**—તેઓ સર્વશ્રેષ્ઠ રૂપને ધારણ કરનાર હોય છે એથી રૂપના અર્થમા પણ ભગવ ત કહેવાય છે

**યશના અર્થમા**—રાગ અને દ્વેષ, પરિષહ તથા ઉપસર્ગ આદિ સહન કરી અરિહ તેએ ઉત્કૃષ્ટ જીવન જીવી બતાવવાનો યશ પ્રાપ્ત કર્યો છે તેથી યશના અર્થમા પણ તેઓ ભગવ ત કહેવાય છે

**શ્રીના અર્થમા**—ચાર ઘાતિકર્મનો નાશ ક ી આખા વિશ્વમા બીનહરીફ એવી કેવળજ્ઞાનરૂપી લક્ષ્મી તેમણે પ્રાપ્ત કરી છે એથી શ્રીના અર્થમા પણ તેઓ ભગવ ત કહેવાય છે

**ધર્મના અર્થમા**—તેઓ મ ય ધર્મને પામેલા છે તથા જગતના જીવોને પણ તેનો વિનિમય કર છે એથી ધર્મના અર્થમા પણ તેઓ ભગવ ત કહેવાય છે

**પ્રયત્નના અર્થમા**—એમનો પ્રયત્ન-પુરુષાર્થ અદ્વિતીય હોય છે કમના નિબિડ બ ધનોને પણ અતિ બળવતી નિર્જરાવડે તેઓ બાળીને ભસ્મરૂપ કરે છે અને વીર્યનો પરમ ઉલ્લાસ કરે છે એથી પ્રયત્ન અથવા પુરુષાર્થના અર્થમા પણ તેઓ ભગવ ત કહેવાય છે

સ્તુતિ કરવા યોગ્ય અરિહ ત ભગવતનો નિર્દેશ આ સ પ દામા હોવાથી એને સ્તોતવ્ય સપદા કહે છે

## ૨ ઓઘસપદા ( ૩ પદ )

आइगराणं, तित्थयराणं, सयंसंबुद्धाणं ॥ ॥

જેમા સામાન્ય ગુણોનુ નિરૂપણ કરવામા આવ્યુ હોય એને ઓઘસપદા ' કહે છે ઓઘ એટલે સામાન્ય–અસ્ફુટ.

કેટલાક તત્ત્વવેત્તાઓ આત્માને સર્વથા અકર્તા માને છે પણ આત્મા કથચિત કર્તા છે અને કથચિત અકર્તા છે એટલે કથ ચિત કર્તાપણાનુ નિરૂપણ કરવા અરિહત ભગવાનને

आइगराणं ( आदिकरेभ्य )

આદિના કરનાર કહ્યા છે

દરેક તીર્થંકર પોતાના તીર્થમા દ્વાદશાગીની રચના કરનાર છે, એ માટે તેઓ આદિના કરનાર કહેવાય છે દ્રવ્ય-ની દૃષ્ટિએ દ્વાદશાગી જો કે નિત્ય-અનાદિ છે પણ પર્યાયની અપેક્ષાએ તેની આદિ થાય છે એથી આદિકર વિશેષણ કહેવું યોગ્ય જ છે

શ્રી જિનેશ્વરને તીર્થંકર વિશેષણ યોજવામાં એક બીજી પણ દૃષ્ટિ છે કેટલાક માણનો એમ માને છે કે જગતમાં બધું સ્વભાવથી જ સિદ્ધ થાય છે જેમકે

क कण्टकाना प्रकरोति तैक्ष्ण्य
विचित्रभाव मृगपक्षिणा च ।
स्वभावत सर्वमिद प्रवृत्त
न कामचारोऽस्ति कुत. प्रयत्न' ॥

મતલબ કે કાંટાની તીક્ષ્ણતાને કોણ બનાવવા ગયું હતું ? અને પશુપક્ષીઓના વિચિત્ર ભાવ પણ કોણે બનાવ્યા ? અર્થાત્ આ બધું સ્વભાવથી જ પ્રવર્ત્તેલુ છે એમાં ઇચ્છાની પ્રવૃત્તિ હોતી નથી તો તેમાં પ્રયત્ન શેનો હોય ?

આ એકાન્તવાદ છે જૈનતત્ત્વવેત્તાઓ કાળ, સ્વભાવ, નિયતિ, કર્મ અને પુરુષાર્થ એ પાંચથી કાર્યસિદ્ધિ માને છે અને એ રીતે આ તીર્થને સ્વભાવમાત્રથી પ્રવર્ત્તેલુ નહીં પણ શ્રી અરિહંતના પુરુષાર્થથી અન્ય સમવાય કારણ સાથે પ્રવર્ત્તેલુ જણાવે છે

કેટલાક તત્ત્વવેત્તાઓ એમ માને છે કે બોધ અને નિયમ તો પરમેશ્વરની કૃપાથીજ થાય છે, એ મતનું નિરસન કરવા અને તીર્થંકર દેવ કોઇના પણ ઉપદેશ વિના પોતાની યોગ્યતાથી અને તીર્થંકરનામકર્મના ઉદયથી સ્વયંબુદ્ધ થાય છે એથીજ એમને

सयमबुद्धाण (स्वयसबुद्धेभ्यः)

પોતાની જાતે બોધ પામેલા એવું વિશેષણ લગાડવામાં આવે છે

૧૧

## ૩ ઇતર હેતુ સંપદા.

पुरिसुत्तमाण, पुरिससीहाण, पुरिसवरपुंडरीआण, पुरिसवर-गंधहत्थीण ॥ ३ ॥

આગળની સંપદામાં ભગવાનને જે સ્વયંબુદ્ધપણું જણાવ્યું તેવું સ્વયંબુદ્ધપણું તો અન્ય પુરુષોમાં પણ જણાય છે એવી સ્વયંબુદ્ધપણાથી પણ અન્ય વિશિષ્ટતા તેમનામાં રહેલી છે એ જણાવવા

### पुरिसुत्तमाण ( पुरुषोत्तमेभ्य )

પુરુષોમાં જેઓ ઉત્તમ છે તેઓને એવું વિશેષણ લગાડયું છે પુરુષોમાં ઉત્તમ તેજ કહેવાય છે કે જેનામાં ધૈર્ય, ગાંભીર્ય, ઔદાર્ય, પરોપકાર આદિ ગુણો હોય શ્રી અરિહંત દેવોમાં આ બધા ગુણો હોય છે પરંતુ સામાન્ય માણસમાં જેમ ક્રૂરતા, મલિનતા, દીનતા આદિ અવગુણો હોય છે તેવા અવગુણો હોતા નથી એથી પુરુષોત્તમ વિશેષણ યોગ્ય રીતેજ વપરાયું છે

તીર્થંકરદેવમાં જે પુરુષોત્તમપણું છે તેને સિંહ, કમળ, અને ગંધહસ્તી દુનિયાની એ ત્રણ ઉત્તમ વસ્તુઓ સાથે સરખાવી વિશેષ દઢ કર્યું છે

સિંહ એ નિર્ભયતા સૂચવે છે જે પુરુષ નિર્ભયમાં નિર્ભય હોય તેને પુરુષસિંહ કહેવાય છે શ્રી તીર્થંકર દેવ ગમે તેવી વિકટ પરિસ્થિતિમાં કે ઘોર ઉપસર્ગમાં પણ લેશ માત્ર ભય પામતા નથી પરંતુ પોતાના સાધ્ય તરફ લક્ષ રાખે છે

બીજું અહિંસા અને નિર્ભયતાને પણ ગાઢ સંબંધ જેઓ પોતે ... સક છે તેને આ જગતમાં કશાથી

પણ નથી શ્રી તીર્થંકર દેવનુ જીવન પૂર્ણ અહિંસક હોવાથી એ રીતે પણ તેઓ નિર્ભય હોય છે આથી—

पुरिससाहाण ( पुरुषसिंहेभ्य )

પુરુષોમા જેઓ સિંહ સમાન છે તેમને આ વિશેષણ બરાબર જ છે

કમળ એ ભક્તિ અથવા મુક્તિ સૂચવે છે એ નિર્લેપતાનુ પ્રતીક છે કમળ કાદવમા ઉત્પન્ન થાય છે અને જળવડે વૃદ્ધિ પામે છે છતા એ બન્નેથી પર રહે છે તે દેખાવમા અત્યત મનોહર હોય છે, સુગધી હોય છે, તેને જોતા ચક્ષુ તથા મનને પ્રમોદ ઉપજે છે અને મનુષ્ય અને દેવતાઓ પણ તેનુ નવન કરે છે

શ્રી અરિહત ભગવાન પણ કર્મરૂપ કાદવમા ઉત્પન્ન થાય છે, દિવ્ય ભોગરૂપી જળવડે વૃદ્ધિ પામે છે, છતા એ બન્નેનો ત્યાગ કરી પર બને છે અને કમળની માફક જગતના જનોને દેખાવ માત્રથી પણ આનદ આપનારા થાય છે તેમજ મનુષ્ય અને દેવતાઓથી મોક્ષમાટે નવાય છે આથી—

पुरिसवरपुडरीआण ( पुरुषवरपुडरिकेभ्य )

પુરુષોમા ઉત્તમ પુડરીક કમળ સમાન છે તેઓને આ વિશેષણ સર્વથા ઉપયુક્ત છે

ગધહસ્તી એ એક પ્રકારનો ઉત્તમ હાથી છે કે જેના કુભસ્થળમાથી સુગધવાળો મદ ટપકે છે હજારો હાથીમાથી આવો હાથી કોઇકજ મળી આવે છે એ જ્યા વિચરે છે ત્યા એના મદની તીવ્ર વાસને લીધે એ ઓળખાઇ આવે છે અને એથી સામાન્ય હાથીઓ એના આગમનથી પલાયન કરી જાય છે શ્રીતીર્થંકર દેવ પણ એજ રીતે જ્યા જ્યા વિચરે છે ત્યા ત્યા એમના પવિત્ર જીવનની સુવાસ ફેલાય છે અને પવિત્રતાની બળવતી

વર્ષાઓથી દુકાળ, મરકી, શત્રુની ચડાઈ વગેરે ઉપદ્રવો નાશી જાય છે આવી તેમને—

पुरिसवरगंधहत्थीणं ( पुरुषवरगंधहस्तिभ्य )

પુરુષોમા ઉત્તમ ગંધહસ્તીની સમાન કહ્યા છે

આ સંપદામા શ્રી તીર્થંકરનુ વિશેષ રૂપથી સ્તવન કર્યું છે અને એથી એને ઓઘ સંપદાથી ઇતર સંપદા એટલે વિશેષ ગુણ બતાવનારી સંપદા કહી છે

૧૭

## ૪ ઉપયોગ સંપદા.

लोगुत्तमाणं, लोगनाहाणं, लोगहिआणं,
लोगपईवाणं, लोगपज्जोअगराणं ॥ ४ ॥

શ્રી તીર્થંકરદેવ કેવળ પુરુષોમા જ ઉત્તમ છે એમ નથી પણ સમસ્ત લોકમા ઉત્તમ છે એમ બતાવવાને સૂત્રકારે

लोगुत्तमाणं ( लोकोत्तमेभ्य )

લોકમા જેઓ ઉત્તમ છે તેમને એવુ વિશેષણ વાપર્યું છે

લોકનો સામાન્ય અર્થ પંચાસ્તિકાય ( જીવાસ્તિકાય, ધર્માસ્તિકાય, અધર્માસ્તિકાય, આકાશાસ્તિકાય અને પુદ્ગલાસ્તિકાય ) મય ક્ષેત્ર થાય છે અર્થાત્ જે ક્ષેત્રમા પાચ અસ્તિકાય રહેલા હોય તે લોક કહેવાય છે અને બાકીનુ ક્ષેત્ર તે અલોક કહેવાય છે એટલે લોકોત્તમનો અર્થ સમસ્ત વિશ્વમા ઉત્તમ એ પ્રકારનો થાય છે હવે કઇ કઇ રીતે તેઓ ઉત્તમ છે તે બતાવવા ચાર જુદા જુદા વિશેષણો આપ્યા છે

( ૧ ) લો. [illegible] લોકહિત ( ૩ ) લોકપ્રદીપ અને
( ૪ ) લોક[illegible]

આ ચારેનો ભિન્ન ભિન્ન અર્થ જોઇએ

આ ચાર વિશેષણોમા લોક શબ્દ જુદી જુદી ભૂમિકાના લોકો માટે વપરાયો છે જેમ મ ા ન નો એક ભાગ પણ નગર જ કહેવાય છે તેમ સમસ્ત લો ો અમુક ભાગ પણ લોક જ કહેવાય છે

પ્રથમ 'લોકનાથ' વિશેષણ વાપર્યુ છે ત્યા લોકનો અર્થ 'આસન્નસિદ્ધિ જીવો' છે આસન્નસિદ્ધિ જીવોનો અર્થ જેઓ ટૂક સમયમા મુક્તિ પામનારા છે એવો થાય છે આવા જીવાના સમૂહ માટે શ્રી તીર્થ કરદેવ નાથ સમાન છે કારણ કે તેઓ તેમને ધર્મમા જોડે છે ( તેમનો યોગ કરે છે ) અને તેમની એ માર્ગે જતા રક્ષા કરે છે ( ક્ષેમ કરે છે ) યોગ અને ક્ષેમ કર નાર નાથ કહેવાય છે

લોકહિત વિશેષણમા લોક શબ્દ સર્વ પ્રાણીઓના સમૂહને માટે વપરાયો છે શ્રી તીર્થ કરદેવ સમ્યક્ત્વાદિ ધર્મની પ્રરૂપણાવડે સર્વનુ હિત કરે છે

લોકપ્રદીપ વિશેષણમા લોક શબ્દ સજ્ઞી પચેન્દ્રિય જીવોના સમૂહ માટે વપરાયો છે સજ્ઞી પચેન્દ્રિય જીવોના અજ્ઞાન અને મિથ્યાત્વ ટાળવાને માટે શ્રી તીર્થ કરદેવ પ્રદીપ સમાન છે અસજ્ઞી જીવોને માટે શ્રી તીર્થ કરદેવ પ્રદીપ સમાન ન કહી શકાય કારણ કે અધને દીપકનો પ્રકાશ પણ શુ કરે ?

લોકપ્રદ્યોતકર શબ્દમા લોક વિશેષણ ગણધર, ચૌદ પૂર્વધારી આદિ વિશિષ્ટ જ્ઞાનવાળાઓના સમૂહ માટે વપરાયુ છે શ્રી તીર્થ કરદેવના **उप्पन्नेइ वा विगमेइ वा धुवेइ वा** એ ત્રણ શબ્દો જ શ્રી ગણધરદેવોમા દ્વાદશાગી રચવાનો પ્રકાશ અર્પે છે એથી શ્રી તીર્થ કરદેવ પ્રદ્યોતકર જ કહેવાય આમ લોકના ભિન્ન

ભિન્ન ક્ષેત્રોમા શ્રી તીર્થંકરનુ ઉત્તમદેવપણ હોવાથી તેમને લોકોત્તમ કહેવાય છે

આ ૪ પદામા શ્રી તીર્થંકર દેવ પોતાની શક્તિઓનો લોકના જુદા જુદા ક્ષેત્રોમા કેવો ઉપયોગ કરનારા હોય છે તે જણાવે છે એથી એને ઉપયોગમ પદા કહે છે

૧૩

## ૫ તદ્ધેતુસ પદા.

अभयदयाण, चक्खुदयाण, मग्गदयाण, सरणदयाण, बोहिदयाण ॥ ५ ॥

આ સ પદામા શ્રી તીર્થંકરભગવાનની શક્તિઓનો હેતુ અને વિશેષ ઉપયોગ બતાવ્યા છે

લોકમા સૂર્ય, ચદ્ર વગેરે પણ પ્રદ્યોતકર-પ્રકાશ આપનારા કહેવાય છે પણ તેમનામા અભયદાન દેવાની શક્તિ, જ્ઞાન અર્પવાની શક્તિ, મોક્ષમાર્ગ બતાવવાની શક્તિ, શરણ આપવાની શક્તિ કે સમ્યકૃત્વ આપવાની શક્તિ નથી, જ્યારે એ શક્તિઓ શ્રી તીર્થંકર ભગવાનમા છે જે એમની વિશિષ્ટતા છે પૂર્ણ અહિંસક જીવનવડે શ્રી તીર્થંકર દેવો સર્વ પ્રાણીઓને અભયદાન આપે છે માટે તેમને अभयदयाण કહ્યા છે

શ્રી તીર્થંકર ભગવાન લોકોને તત્ત્વના બોધરૂપી જ્ઞાનચક્ષુઓ આપે છે એથી चक्खुदयाण કહેવાય છે

શ્રી તીર્થંકર ભગવાન ભવાટવીમા ભૂલા પડેલા જીવોને તેમાથી બહાર નીકળવાનો માર્ગ બતાવે છે તેથી તેઓ मग्गदयाण ( માર્ગ દેનારા )

મ સારમા આધિ વ્યાધિ અને ઉપાધિથી ત્રાસ પામેલા જીવોને શ્રી તીર્થ કર દેવ શરણુ આપે છે એથી તેઓ सरणदयाण કહેવાય છે તેમજ જગતના જીવોને તેઓ સમ્યક્ત્વનુ સાચુ સ્વરૂપ સમજાવી તેનો રગ લગાડે છે એથી તેઓને बोहिदयाण ( બોધિ એટલે સમકિતના આપનાર ) કહેવાય છે

આ રીતે શ્રી તીર્થ કર ભગવાન્ અભયદાન, ચક્ષુદાન, માર્ગ દાન, શરણુદાન અને બોધિદાન એ પાચ પ્રકારના દાન આપે છે

## ૬ અવિશેષોપયોગસ પદા

શ્રી તીર્થ કર દેવો ધર્મના ક્ષેત્રમા શુ શુ કાર્ય કરે છે તે દર્શાવવા આ સ પદામા પાચ પદથી એમનુ વર્ણન કરે છે –

धम्मदयाण, धम्मदेसयाण, धम्मनायगाण, धम्ममारहीण, धम्मवरचाउरत–चक्कवट्टीण ॥ ६ ॥

શ્રી તીર્થ કર ભગવાનને પ્રથમ धम्मदयाण એટલે ધર્મના દેનાર કહ્યા છે ધર્મ બે પ્રકારનો છે સાધુધર્મ અને શ્રાવકધર્મ સર્વ જાતના પાપકર્મો છોડવા તેને સાધુધર્મ કહે છે અને અમુક અ શે પાપકર્મ છોડવા તેને શ્રાવકધર્મ કહે છે આ બન્ને પ્રકારનો ધર્મ શ્રી તીર્થ કર ભગવાનથી પમાય છે એટલે એમને ધર્મના દેનારા કહ્યા છે

વળી તીર્થ કર ભગવાન પોતે પણ મધુર વાણીથી ધર્મની દેશના આપે છે એટલે એમને ધર્મદેશક–ધર્મોપદેશક ( धम्मदेसयाण ) કહ્યા છે

ધર્મને વશ કરવાથી અથવા ધર્મનુ મહાફળ જે અરિહ ત પદ તેને તેઓ પામ્યા છે એટલે તે ધર્મના નાયક ( धम्मनायगाण ) કહેવાય છે

ભવ્ય જીવોના સમૂહરૂપ રથને કુમાર્ગે ચાલવા ન દેતા મોક્ષમાર્ગને રસ્તેજ તેઓ ચલાવે છે એથી તે ધર્મસારથી ( धम्मसारहीण ) કહેવાય છે

સંસારમા ચાર ગતિ છે (૧) મનુષ્યની (૨) તિર્યંચની (૩) દેવતાની અને (૪) નારકીની—એ ચાર ગતિરૂપ સંસારમા ધર્મ એજ વર એટલે શ્રેષ્ઠ છે શ્રી તીર્થંકર દેવ આ ધર્મરૂપી શ્રેષ્ઠ ચક્રવડેજ ચારે ગતિનો ઉચ્છેદ કરી ધર્મ—ચક્રવર્તીનુ બિરુદ ધારણ કરે છે અને તેથી धम्म-वर-चाउरन्त-चक्कवट्टीण ( धर्मवर चतुरंतचक्रवर्तिभ्य ) એ વિશેષણ બરાબર છે

૧૪

## ૭ સ્વરૂપ હેતુ સંપદા.

अप्पडिहय-वर-नाणदंसण-धराण, निअट्टछउमाण ॥ ७ ॥

શ્રી અરિહંત ભગવાનનુ પુરુષોત્તમપણુ, લોકોત્તમપણુ અને ધર્મનાયકપણુ કહ્યા પછી હવે તેમના જ્ઞાનાદિ વર્ણવે છે

મતિજ્ઞાન, શ્રુતજ્ઞાન, અવધિજ્ઞાન, મનઃપર્યવજ્ઞાન અને કેવળજ્ઞાન એ પાચજ્ઞાનપૈકી કેવળજ્ઞાન એ સર્વોત્કૃષ્ટ અને સંપૂર્ણ જ્ઞાન છે જ્ઞાનાવરણીય કર્મના સંપૂર્ણ ક્ષયથી એ જ્ઞાન પ્રાપ્ત થાય છે એટલે એ જ્ઞાન કશાથી પણ પરાભવ પામે તેવુ-સ્ખલિત થાય તેવુ હોતુ નથી એથી એને અપ્રતિહત વિશેષણ લગાડવામા આવે છે

અપ્રતિહત વર દર્શન એટલે કેવળદર્શન દર્શન અને જ્ઞાન એકજ ક્રિયાની બે સ્થિતિના નામ છે પ્રથમ ભૂમિકામા જ્યારે કોઇ પણ વસ્તુનો અસ્પષ્ટ બોધ થાય છે ત્યારે તેને દર્શન કહે છે આ દર્શન [illegible] સ્ફુટ બોધ થાય છે તેને જ્ઞાન કહે છે કેવળીને અ[illegible] ળી દર્શન હોય છે

જ્ઞાન થવામા દર્શન અનિવાર્ય કારણ છે તેના ચાર વિભાગો છે ચક્ષુદર્શન, અચક્ષુદર્શન અવધિદર્શન અને કેવળદર્શન આમા કેવળદર્શન સર્વથી શ્રેષ્ઠ છે

શ્રી તીર્થંકર દેવ અપ્રતિહત વર જ્ઞાન અને અપ્રતિહત વર દર્શનને ધારણ કરનાર હોય છે એથીજ એમને अप्पडिहयवरनाणदसणधराण વિશેષણ લગાડ્યુ છે અને જેનામા કેવળજ્ઞાન અને કેવળદર્શન પ્રગટ થાય તેનામાથી અપૂર્ણ-દશા છદ્મસ્થાવસ્થા સ્વાભાવિક રીતે દૂર થાય છે અને એથી એમને वियट्ट-छउमाण- વ્યાવૃત્ત છદ્મસ્થતાનુ વિશેષણ બરાબર લાગુ પડે છે

શ્રી તીર્થંકરદેવના કેવળજ્ઞાનમય પૂર્ણતામય સ્વરૂપને દર્શાવવાથી આ સંપદા સ્વરૂપ હેતુ સંપદા કહેવાય છે જે હેતુથી સ્વરૂપનુ વર્ણન કરાય તે સ્વરૂપ હેતુ સંપદા

## ૮ નિજસમફલદ સંપદા

આ આઠમી સંપદામા શ્રી જિનેશ્વરદેવ પોતે બતાવેલા રાહે ચાલનારને પોતાના જેટલુંજ ફળ આપનાર છે એ દર્શાવ્યુ છે અને એથી એને નિજસમફલદ સંપદા કહે છે

जिणाण जावयाण, तिन्नाण तारयाण,
बुद्धाण वोहियाण, मुत्ताण मोयगाण ॥ ८ ॥

કોઇ શેઠ કરોડો રૂપિયા કમાય પણ એની વફાદારીથી સેવા કરનારને જો એ કાઇજ લાભ ન આપી શકતો હોય બલ્કે એને પણ પોતાના જેવી ધનિકની સ્થિતિમા ન મૂકતો હોય તો એની શેઠાઇ નિરર્થક ગણાય છે અને એવાની નોકરી કરવાની કોઈ બુદ્ધિશાળીને ઈચ્છા થતી નથી એજ રીત દેવની ઉપાસના સબધી

છે જે દેવની સેવા કરવાથી પરિણામે એના જેવુ પદ પ્રાપ્ત ન થતુ હોય તો એ સેવા–એ ભક્તિ પરિશ્રમ રૂપ જ લેખાય પરતુ શ્રીજિનેશ્વરદેવ તો પોતાને ભજનારને પોતાના જેવા જ બનાવે છે એમના એ ગુણો દર્શાવવાને નીચેના વિશેષણો વપરાયા છે

जिणाण जावयाण, પોતે રાગદ્વેષ જીત્યા છે અને પોતાના અનુયાયીઓને રાગદ્વેષ જીતાવે છે

तिन्नाण तारयाण, પોતે સસારસમુદ્રથી તરી ગયા છે અને પોતાના અનુયાયીઓને સસારસમુદ્રથી તારે છે

बुद्धाण बोहियाण, પોતે સત્ય જ્ઞાન પામ્યા છે અને બીજાને સત્ય જ્ઞાન પમાડે છે

मुत्ताण मोअगाण, પોતે સર્વ કર્મથી મુક્ત થયા છે અને પોતાના ઉપાસકોને સર્વ કર્મથી મુક્ત કરાવે છે

૧૫

## ૯ મોક્ષ સપદા તથા પરિશિષ્ટ

सव्वन्नूण, सव्वदरिसिण, सिवमयलमरुअमणतमक्खयम-व्वाबाहमपुणरावित्तिसिद्धिगइनामधेय ठाण सपत्ताण ॥ नमो जिणाण, जियभयाण ॥ ९ ॥

આગળની સપદાઓમા જણાવી ગયેલા ગુણોવાળા શ્રીતીર્થકર દેવ જગતના સૂક્ષ્મમા સૂક્ષ્મ ભાવને જાણે છે, જુએ છે એથી એમને,

सव्वन्नूण, सव्वदरिसिण સર્વ જાણનાર અને સર્વ જોનારના વિશેષણો આપ્યા છે આ ઉપરાત તેઓ સિદ્ધિગતિ જે પચમગતિના નામે ઓળખાય છે તેને પામેલા છે આ સિદ્ધિગતિ વિષે ભિન્ન ભિન્ન ક[illegible]મા આવે છે જૈન દર્શનકારોની દ[illegible]

સિદ્ધિગતિનુ જે સ્વરૂપ છે તે અહીં દર્શાવ્યુ છે એને ઓળખાવવા ૭ વિશેષણો વાપર્યા છે

सिव—ઉપદ્રવરહિત

अयल—અચલ-ગમે તેવી સ્થિતિમા પણ જે ચલાયમાન ન થાય

अरुअ—રોગરહિત-જ્યા ગયા પછી કોઈપણ પ્રકારનો રોગ થવા સભવ નથી

अणंत—અનત, જેનો કદી અત આવે તેમ નથી અર્થાત્ જે સનાતન છે

अक्खय—અક્ષય જેમા ઘટાડો થતો નથી

अव्वाबाह—અ વ્યાબાધ, પીડારહિત, જ્યા ગયા પછી કોઈપણ પ્રકારની પીડા ( આધિ, વ્યાધિ ઉપાધિ ) નથી

अपुणरावित्ति—જ્યા ગયા પછી પાછુ ફરવુ પડતુ નથી અપુનરાવર્તનપણુ પ્રાપ્ત થાય છે

આવા ગુણોવાળા—

सिद्धिगइनामधेय ठाण—સિદ્ધિગતિ નામના સ્થાનને

संपत्ताण—પામેલાઓને તેમજ

नमो जिणाणं, जियभयाणं—નમસ્કાર હો રાગદ્વેષ જીતનારાઓને તથા ભય જીતનારાઓને અર્થાત્ રાગ-દ્વેષ અને ભય ઉપર વિજય મેળવનાર મહાત્માઓને નમસ્કાર હો

આવા શ્રી અરિહંત દેવો જે કોઇ થઇ ગયા, છે અને થશે તે સર્વે વદનીય હોઇ છેવટે તેના ઉપસહાર રૂપે પૂર્વાચાર્યકૃત ગાથા આ સૂત્રમા બોલાય છે —

जे अ अइआ सिद्धा, जे अ भविस्सतिणागए काले ।
सपइ अ वट्टमाणा, सव्वे तिविहेण वदामि ॥

જેઓ अइआ सिद्धा અતિત કાળમા-ભૂતકાળમા સિદ્ધ થયા છે, જેઓ अणागए काले भविस्सति અનાગતકાળ-ભવિષ્યકાળમા સિદ્ધ થશે અને જેઓ सपइ वट्टमाणा સપ્રતિ વર્તમાનમા મુક્ત થાય છે તે સર્વને तिविहेण મન વચન અને કાયાએ ત્રણ પ્રકારથી वदामि વદુ છુ

આમ આ સૂત્ર અતિ ગભીર આશયવાળુ છે જો એનો અર્થ બરાબર સમજવામા આવે તો સુદેવનુ યથાર્થ સ્વરૂપ સમજી શકાય અને તેમ થતા આત્મા વિકાસક્રમમા ઝડપથી આગળ વધી શકે

## જાવંતિ ચેઇઆઈ સૂત્ર

जावंति चेइआइ, उड्ढे अ अहे अ तिरिअ लोए अ ।
सव्वाइ ताइ वदे, इह सतो तत्थ सताइ ॥ १ ॥

આ સૂત્રનો હેતુ ત્રણે લોકમા રહેલી જિન-પ્રતિમાઓને વદન કરવાનો છે જો કે જગચિતામણિ ચૈત્યવદનની છેલ્લી ગાથામા શાશ્વત ચૈત્યમા રહેલી જિનપ્રતિમાની ગણ્યા બતાવી તેને વદન કર્યુ છે પરતુ એ શાશ્વત ચૈત્યો લોકના કયા કયા ભાગમા હોય છે તેનો નિર્દેશ એમા મળતો નથી જ્યારે આ સૂત્રમા લોકના ત્રણ વિભાગો બતાવ્યા છે

उड्ढे—ઊર્ધ્વલોક—સ્વર્ગમા
[illegible]—અધોલોક-પાતાળમા

तिरिअ लोए–तिर्यक्लोके–तिर्च्छालोकमा
स्वर्ग, पाताल अने तिर्च्छालोक ए त्रणमा
जावंति चेइआइं–जेटला चैत्यो-जिनबिंबो छे

ताइं–ते

सव्वाइं–सर्वने

वंदे–वंदु छु

प्र तु वंदन तो शरीर, पग अने मस्तक तेमनी समक्ष नमाववा वडे थाय छे तो अहीं खुलासो करे छे के—

इह सन्तो तत्थ सताइं
अहीं रह्यो छता, त्या रहेलाने

वंदन करु छु अर्थात् मनना पूज्यभाव वडे भावनमस्कार करु छु

कया लोकमा केटला शाश्वत प्रासाद छे अने त्या केटली प्रतिमा छे तेनी यादी नीचे मुजब छे —

| स्थळ | प्रासाद | प्रतिमा |
|---|---|---|
| स्वर्गलोक ( वैमानिकमा ) | ८४ ९७०२३ | १५२९४४४७६० |
| अधोलोक (भुवनपतिमा) | ७७२००००० | १३८९६०००००० |
| (व्यंतरमा ने ज्योतिषीमा) | असंख्याता | असंख्याता |
| तिर्यग्लोकमा | ३२५९ | ३९१३२० |

आ संख्या शाश्वता प्रासादनी छे अशाश्वतानी गणना शास्त्रमा कहेली नथी

आ सूत्रनो छ गाथा छे जे आर्यागीतिनी माफक गाई शकाय छे



# જાવંત કેવિ સાહૂ સૂત્ર

---

जावंत के वि साहू, भरहेरवयमहाविदेहे अ।
सव्वेसिं तेसिं पणओ, तिविहेण तिदंडविरयाण ॥ १ ॥

જૈન ધર્મ ગુણકર્મ-પૂજામા માને છે અને એથી જ્યા જ્યા ગુણો હોય ત્યાથી ગ્રહણ કરવાનુ અને ગુણી જનો પ્રત્યે બહુમાન કરવાનુ જણાવે છે ધર્મના પાયારૂપ જે ચાર જાતની ભાવના ગણાવી છે તેમા પણ બીજી પ્રમોદભાવના જણાવી છે ગુણી જનોને જોઇ હૃદયમા પ્રમોદ ધારણ કરવો એ તે ભાવનાનો હેતુ છે અહીં કર્મભૂમિના

भरहेरवयमहाविदेहे अ
ભરત-ઐરવત અને મહાવિદેહમા

जावंत केवि साहू
જેટલા કોઈપણ સાધુ

જેટલા સાધુ મહાત્મા હોય

सव्वेसिं तेसिं पणओ
સર્વને તને નમસ્કાર

તે સર્વને નમસ્કાર થાઓ એમ જણાવ્યુ છે અર્થાત્ ભરત, ઐરવત અને મહાવિદેહમા જેટલા સાધુ મહાત્માઓ હોય તે સર્વને મારી વદના થાઓ અહીં સાધુ મહાત્મા કોને ગણવા? તે પ્રશ્ન થાય તેથી વસ્તુ સ્પષ્ટ કરવા જણાવ્યુ છે કે

तिविहेण तिदंड-विरयाण
ત્રણ દડથી ત્રિવિધે વિરામ પામેલાને

ત્રણ દડથી ત્રિવિધે વિરામ પામેલા હોય તે સાધુઓ કહેવાય એવો અહીં ... યુ છે

જે અશુભ પ્રવૃત્તિદ્વારા કર્મવડે આત્મા દડાય તે દડ કહે વાય છે આવી અશુભ પ્રવૃત્તિના મુખ્ય વે ત્રણ વિભાગ છે

મનની અશુભ પ્રવૃત્તિ—મનદડ

વચનની અશુભ પ્રવૃત્તિ—વચનદડ

શરીરની અશુભ પ્રવૃત્તિ—કાયદડ

આ ત્રણે પ્રકારના દડથી—અશુભ પ્રવૃત્તિથી જે અટક્ય હોય અર્થાત્ જેના મન વચન અને કાયા પવિત્ર થયા હોય અને મનવચન કાયાવડે કરવાથી, કરાવવાથી અને અનુમોદવાથી જે વિરમ્યા હોય તે સાધુ કહેવાય

જગતના લગભગ દરેક ધર્મો આ વાતનો સ્વીકાર તો કે છે કે મન વચન અને કાયાની જેનામા પવિત્રતા હોય તેજ સા કહેવાય, પરતુ તેને પ્રવૃત્તિમા મૂકનાર જવ લે / હોય છે

---

## નમોऽર્હત્

---

### नमोऽर्हत्सिद्धाचार्योपाध्यायसर्वसाधुभ्यः ।

જાવત કેવિ સાહૂ સૂત્ર બોલ્યા પછી ઉવસગ્ગહર અથવા કોઇ પણ પૂર્વાચાર્ય રચિત સ્તવન બોલાય છે અને સ્તવનના પ્રાર-ભમા મગળાચરણ તરીકે આ સૂત્ર બોલાય છે એમા અર્હત્-અરિહત, સિદ્ધ, આચાર્ય, ઉપાધ્યાય અને સર્વ સાધુને નમસ્કાર કરેલો છે

આ બારમા અગ દૃષ્ટિવાદનુ મગળાચરણ છે બારમુ અગ સસ્કૃત ભાષામા છે



# ઉવસગ્ગહરં સ્તોત્ર

## મૂળ પાઠ, અર્થ અને વિવેચન.

( ૭૬-ગાથા )

उवसग्गहर पास, पास वदामि कम्मघणमुक्क ।
विसहरविसनिन्नासं, मगलकल्लाणआवास ॥ १ ॥

विसहरफुलिगमत, कठे धारेइ जो सया मणुओ ।
तस्स गह–रोग–मारी, दुट्ठ जरा जति उवसाम ॥ २ ॥

चिट्ठउ दूरे मतो, तुज्झ पणामो वि बहुफलो होइ ।
नर–तिरिएसु वि जीवा, पावति न दुःखदोगच्च ॥ ३ ॥

तुह सम्मत्ते लद्धे, चिंतामणिकप्पपायवब्भहिए ।
पावति अविग्घेण, जीवा अयरामर ठाण ॥ ४ ॥

इअ सथुओ महायस, भत्तिभरनिब्भरेण हिअएण ।
ता देव दिज्ज बोहिं, भवे भवे पास जिणचद ! ॥ ५ ॥

આ સૂત્ર માટે જૈન સમાજમા અનેકવિધ માન્યતાઓ અને દતકથાઓ ચાલે છે

કેટલાક તેને અનેક મત્રોથી ગર્ભિત માને છે અને તેની ગાથાઓ વધારે હતી એવી માન્યતા પણ ધરાવે છે પરતુ સાહિત્યનુ સશોધન કરનારાઓ હવે એ મત ઉપર આવ્યા છે કે મૂળ આ સૂત્રની પાચ જ ગાથાઓ હતી આ કૃતિની રચના શ્રી ભદ્રબાહુસ્વામીએ કરી છે અને તેથી એનુ અર્થગાભીર્ય ઘણુ છે

પ્રથમ ગાથામા पास वदामि શબ્દોથી શ્રી પાર્શ્વને નમસ્કાર કર્યો છે આ પાર્શ્વનાથ ભગવાન કેવા છે તે જા વાને માટે એમને ચાર વિશેષણો લગાડયા છે

( १ ) उवसग्गहर पास ( २ ) कम्मघणमुक्क ( ३ ) विसहरविसनिन्नास ( ४ ) मगलकल्लाणआवास ।

આ ચારે વિશેષણોનો અર્થ અનુક્રમે જોઈએ

### उवसग्गहर पास

શ્રી પાર્શ્વનાથ ભગવાન કેવા છે ? उवसग्गहर पास ઉપ ર્ગને હરનારા પાર્શ્વ નામના યક્ષથી યુક્ત છે, અર્થાત્ તેમની સેનામા પાર્શ્વ નામનો યક્ષ રહેલો છે જે એમના ભક્તોના બધા ઉપસર્ગો દૂર કરે છે

### कम्मघणमुक्क

શુદ્ધ ચૈતન્ય રૂપી ચન્દ્રમાને કર્મ રૂપી વાદળો ઘેરી લીધેલ છે એમાથી જ્યારે તે મુક્ત થાય છે ત્યારે તે પોતાના શુધ્ધ સ્વરૂપે પ્રકાશે છે પાર્શ્વનાથ ભગવાન તેવા કર્મરૂપી ઘન એટલે વાદળાથી મુક્ત થયેલા છે અને તેથી પોતાના શુદ્ધ સ્વરૂપે પ્રકાશે છે એમ ભાવાર્થ છે

### विसहरविसनिन्नास

વિષધર બે પ્રકારના હોય છે એક તો દ્રવ્ય વિષધર એટલે દૃષ્ટિવિષ, આશીવિષ વગેરે ઝેરી જાતના સાપ અને ભા વિષધર એટલે મિથ્યાત્વ ભગવાન શ્રી પાર્શ્વનાથ બને જાત સાપના ઝેરનો નાશ કરે છે

### मगलकल्लाणआवास

દુ:ખનો નાશ અથવા ઉપદ્રવની નિવૃત્તિ થાય તેને મ

શ્રી છે, અને સુખની વૃદ્ધિ થાય તેને કલ્યાણ કહે છે શ્રી પાર્શ્વનાથ ભગવાન મગળ અને કલ્યાણ બનેના ઘર સમાન , અર્થાત્ એ બને વસ્તુઓ આપવાનુ પૂરેપૂરૂ સામર્થ્ય ધરાવે છે

ભગવાન શ્રી પાર્શ્વનાથના નામમા કેવળ સાપનુ ઝેર ઉતારવાનો જ ગુણ નહિ પણ ગ્રહપીડા, રોગ, મરકી, ભયકર તાવ વગેરેને દૂર કરવાની પણ શક્તિ છે અને તે વસ્તુ બીજી ગાથાથી જણાવી છે

निसहरफुलिंगमत

વિષધર સ્ફુલિંગ નામનો ( પ્રભુનામ યુક્ત ) મત્ર

कंठे धारेई जो सया मणुओ

કઠે ધારણ કરે જે સદા મનુષ્ય

तस्स તેના

गह-रोग-मारी-दुट्ठजरा

દુષ્ટ ગ્રહો-રોગ, મરકી, ભયકર તાવ

जंति उवसाम

પામે છે શાન્તિને અર્થાત્ મટી જાય છે

ભગવાનનો આથી પણ વિશેષ પ્રભાવ છે અને તે નીચેની ગાથા દર્શાવે છે

चिट्ठउ दूरे मंतो

રહો દૂરે મત્ર

ઉપર જણાવેલો મત્ર તો દૂર રહો પણ

तुज्झ पणामो वि बहुफलो होइ

તારો પ્રણામ પણ બહુ ફળદાયી થાય છે- અર્થાત્ નમને

કરવામા આવેલો નમસ્કાર પણ બહુફળવાળો થાય છે બહુફળમાં સૌભાગ્ય, આરોગ્ય, ધનધાન્ય, કલત્ર, પુત્ર વગેરેના લાભનો અર્થ સમાયેલો છે

પ્રભુને સાચા મનથી નમસ્કાર કરનાર પ્રાય દેવગતિને જ પામે છે છતા જો પૂર્વકાળે બાંધેલુ આયુષ્ય બાકી હોય અને

नरतिरियएसु वि जीवा

મનુષ્ય અને તિર્ય ચભવમા આવેલા જીવો
એ જીવો મનુસ્ય અને તિર્યંચગતિના આવે તો પણ

पावंति न दुःक्खदोगच्चं

પામતા નથી દુ ખ અને દૌર્ગત્ય
દુ ખ અને દુર્ભાગીપણુ તેમને ભોગવવા પડતા નથી

જે આત્માઓ ભગવાનનુ સમ્યક્ત્વ પ્રાપ્ત કરે છે તેમનો તો બેડો પાર થઈ જાય છે એ બતાવવા કહે છે —

तुह सम्मत्ते लद्धे

તમારૂ સમ્યક્ત્વ પામ્યે છતે-પામવાથી
પણ સમ્યક્ત્વ કેવુ ? તે બતાવવાને તેની આગળ વિશેષણ મૂકે છે

चिंतामणिकप्पपायवब्भहिये

ચિંતામણિરત્ન અને કલ્પપાદપ-કલ્પવૃક્ષ તેનાથી પણ અધિક ફળ આપનારા આપના સમ્યક્ત્વને પામવાથી

जीवा જીવો-મનુષ્યો

अविग्घेण વિઘ્ન વિના, સરળતાથી

पावंति પામે છે

अयरामर ठाणं અજરામર સ્થાનને-મોક્ષને

મોક્ષને સહેલાઈથી પ્રાપ્ત કરે છે

પ્રભુનુ આ રીતે સ્તવન કરી હવે જે વસ્તુની મુમુક્ષુને પ્રથમ જરૂર છે તે દર્શાવવા કહે છે

पास जिणचंद જિનેશ્વરોમા ચદ્ર સમાન હે પાર્શ્વનાથ !

महायस હે મહાયશસ્વી !
તમારૂ

| | | |
|---|---|---|
| भत्तिब्भर | निब्भरेण | हिअएण |
| ભક્તિના સમૂહથી | ભરપૂર | હૃદયવડે |

इअ संथुओ આ રીતે સ્તવન કર્યું છે
ता તેથી
देव હે દેવ !
बोहिं दिज्ज બોધિબીજ—સમકિતને આપો

અર્થાત્ મારે જેટલા જન્મ લેવા પડે તે સઘળા જન્મોમા મારી તમારે વિષે અનન્ય શ્રદ્ધા હો

૨૦

# જયવીયરાય સ્તુતિ

## મૂળ પાઠ અને વિવેચન.

( ૭૬-ગાથા )

जय वीयराय जगगुरु, होउ मम तुह पभावओ भयव।
भवनिव्वेओ मग्गाणु–सारिआ इट्ठफलसिद्धि ॥ १ ॥

लोगनिरुध्धचाओ, गुरुजणपूआ परत्थकरण च,
सुहगुरुजोगो तव्वयण–सेवणा आभवमखंडा ॥ २ ॥

होउ मम-टो मने

हे ભગવાન તમારા પ્રભાવથી મને હો શુ હો ? તે જણા
વવા કહે છે કે નીચેની આઠ વસ્તુઓનો લાભ —

१ भवनिव्वेओ-ભવનિર્વેદ
२ मग्गाणुसारिआ-માર્ગાનુસારીપણુ
३ इट्ठफलसिद्धि-ઈષ્ટફળની સિદ્ધિ
४ लोगविरुद्धचाओ-લોકવિરૂદ્ધ કાર્યનો ત્યાગ
५ गुरुजणपूआ-ગુરુજન પ્રત્યેનો પૂજ્યભાવ
६ परत्थकरण-પરોપકારવૃત્તિ
७ सुहगुरुजोगो-સદ્ગુરુનો યોગ
८ तव्वयणसेवणा-તેમના વચનની સેવના

આ આઠ વસ્તુ કેવળ આ ભવ માટે જ નહિ પણ જ્યા સુધી ભવ લેવા પડે-સસારસાગરમા પરિભ્રમણ કરવુ પડે-आभवम्-ત્યા સુધી અખડ રીતે-अखंडा-એટલે વચ્ચે તૂટી પડ્યા સિવાય મળો

આ આઠ વસ્તુઓ શા માટે માગવામા આવી છે અથવા એની શા માટે જરૂર છે તે પ્રથમ વિચારીએ

જ્યા સુધી મનુષ્ય સસારના સુખભોગમા રચ્યોપચ્યો રહે છે ત્યા સુધી આત્માના અનિર્વચનીય આનદને પ્રાપ્ત કરવાની ઇચ્છા પણ થતી નથી એથી પ્રથમ ' સસારના સુખભોગો મિથ્યા છે, ટુક સમયમા કૃત્રિમ આનદ આપી નાશ પામનારા છે, પરિણામે વિશેષ દુખ દેવાને જ સર્જાયેલા છે માટે હુ શાશ્વત સુખ મળે તેવો પ્રયત્ન કરૂ ' આવી જે મનોભાવના તે ભવનિર્વેદ આત્મધર્મ પામવા માટે આ

પગથિયુ છે અને એની પ્રાપ્તિ થાય તો જ એ દિશામા આગળ વધી શકાય છે ભવનિર્વેદ થયા પછી પ્રથમ તૈયારી કરવાની હોય છે તે માર્ગાનુસારીપણાના દાખલ થવાની

મનુષ્યની ભાવના ગમે તેવી થાય પણ પોતાના જીવનનો રાહ બદલવામા ન આવે ત્યા સુધી ઇષ્ટ ફળની પ્રાપ્તિ થતી નથી એટલે ભવનિર્વેદ થયા પછી માર્ગાનુસારીપણામા આવવાની જરૂર છે માર્ગાનુસારીપણાનો અર્થ ધર્મમાર્ગને અનુસરવાની લાયકાત થાય તે છે ધર્મમાર્ગને અનુસરવાને એ આત્મા ત્યારે જ લાયક થાય છે કે જ્યારે પ્રથમ ધર્મ, શાસ્ત્ર કે સમાજે સ્વીકારેલા નીતિના ધોરણનુ તે પાલન કરે જેએ એવી નીતિનુ પણ પાલન કરવામા પછાત પડે છે તે ધર્મમાર્ગની કડક આજ્ઞાઓનુ પાલન કેવી રીતે કરે? એથી શાસ્ત્રકારોએ માર્ગાનુસારીપણાની લાયકાત કેળવવા ઇચ્છનારને માર્ગદર્શક થાય તેવા ૩૫ નિયમો બતાવ્યા છે જેમા સહુથી પ્રથમ ન્યાયસપન્નવિભવ છે મનુષ્ય જ્યા સુધી પોતાની આજીવિકાના સાધનો તેમ જ વૈભવની પ્રાપ્તિ ન્યાયના ધોરણે કરતો નથી ત્યા સુધી તે આધ્યાત્મિક માર્ગમા-આ મધર્મમા એક ડગલુ પણ આગળ વધી શકતો નથી

લોકવિરુદ્ધ કાર્યનો ત્યાગ, વડીલજનો પ્રત્યે બહુમાન, પરોપકારવૃત્તિ, સદ્‌ગુરુનો યોગ અને તેમના વચન પ્રમાણે ચાલવાની શક્તિ એ બધાનો માર્ગાનુસારીપણામા જ સમાવેશ થાય છે અને એ માર્ગાનુસારીપણાની પ્રાપ્તિ થયા પછી અતે ઇષ્ટ ફળ-મોક્ષ તેની સિદ્ધિની-પ્રાપ્તિની ઇચ્છા કરી છે

આવા છદમા આવતી આ બે કડીઓ ગણધરોની કૃતિ છે પાછળની ગાથાઓ પૂર્વાચાર્યકૃત છે

૨૧

# જયવીયરાય ચાલુ

## અર્થ અને વિવેચન

જયવીયરાયની હવે પછીની ગાથામા પ્રભુચરણની સેવા અને તેના ફળનુ વર્ણન છે

वारिज्जइ जइवि नियाणबंधण—
વાર્યું છે જો કે નિયાણબધણુ
वीयराय–હે વીતરાગ
तुह समये–તમારા આગમોને વિષે
तहवि–તો પણ
मम–મને
हुज्ज–હોજો
सेवा–સેવા
भवे भवे–ભવોભવને વિષે
तुम्ह चलणाण–તમારા ચરણોની

અર્થાત્ હે વીતરાગદેવ ! તમારા આગમમા જો કે નિયાણુ બાધવાનો નિષેધ કર્યો છે તો પણ હુ તો તમારા ચરણોની સેવા ભવોભવ હોજો એવુ માગુ છુ–અર્થાત્ એ રૂપ નિયાણુ કરૂ છુ

ભવોભવને વિષે ભગવત્ચરણની સેવાભિલાષા કરવી એ વાસ્તવિક રીતે નિયાણુ જ નથી કારણ કે સસારની વૃદ્ધિ થાય તેવા ફળની ઇચ્છા એ જ નિયાણુ છે અને ભગવત્ચરણની સેવા તો મોક્ષમાર્ગના ઉત્તમ સાધન રૂપ છે, પરતુ અહીં ભગવત્ મહાત્મ્ય જણાવવાને તે નિયાણુ

તો પણ હુ તેને ઇચ્છુ છુ એમ જણાવ્યુ છે અર્થાત્ મા
તો તમારા ચ ણની સેવા એ જ એક માત્ર અભિલાષા છે

આ પછીની ગાથામા ભગવાનને પ્રણામ કરવા દ્વારા ચા
વસ્તુની અભિલાષા કરી છે

दुक्खक्खओ–દુ ખને ક્ષય
कम्मक्खओ–કર્મને ક્ષય
समाहिमरण–સમાધિમરણ
बोहिलाभ–અને બોધિબીજને લાભ

આમા બોધિબીજ–સમ્યક્ત્વને લાભ એ સહુથી પ્રથમ જરૂ
રની વસ્તુ છે કારણ કે એની પ્રાપ્તિ થવાથી કર્મક્ષયના સાચા
સાધનો જણાય છે, તે દ્વારા કર્મને ક્ષય કરવાનો ઉત્સાહ થાય
છે અને તેમ થતા દુ ખને નાશ અને સમાધિમરણ પણ સ્વા
ભાવિક રીતે જ મળી જાય છે

આ ચારે વસ્તુઓ પ્રભુને સાચા ભાવથી પ્રણામ કરવાથી
પ્રાપ્ત થાય છે માટે જ કહે છે–

संपज्जउ मह एअ–સાંપડો મને એ
नाह–હે નાથ !
तुह पणाम करणेण–તમને પ્રણામ કરવા વડે

અર્થાત્ હે નાથ ! તમને પ્રણામ કરવા વડે મને આ ચાર
વસ્તુઓની પ્રાપ્તિ થાઓ

અહીં સ્તુતિનો અધિકાર પૂરો થઇ માગલિક નિમિત્તે
અનુ ટુપ શ્લોક બોલાય છે

सर्वमगलमागल्य–જગતમા દ્રવ્ય અને ભાવ એમ જે બે પ્રકારના
મગળ ગણાય છે તે સર્વમા શ્રેષ્ઠ મગળરૂપ

सर्वकल्याणकारणम्-सर्वे કલ્યાણના કારણરૂપ
प्रधान सर्वधर्माणा-सर्वे ધર્મોમા શ્રેષ્ઠ એવુ
जैन जयति शासनम्-જૈનશાસન જયવતુ વર્તો

આ શ્લોક જૈનધર્મની લગભગ દરેક મોટી ધર્મક્રિયાના અતમા બોલાય છે

૨૧

# અરિહંત ચેઈઆણં (ચૈત્યસ્તવ)

## મૂળ પાઠ.

अरिहत चेइआण करेमि काउस्सग्ग ।

वदणवत्तिआए, पूअणवत्तिआए, सक्कारवत्तिआए, सम्माणवत्तिआए, बोहिलाभवत्तिआए, निरुवसग्गवत्तिआए,

सद्धाए, मेहाए, धीइए, धारणाए, अणुप्पेहाए, वड्ढमाणिए, ठामि काउस्सग्ग ॥

अन्नथ्थ ऊससीएण, नीससीएणं, खासीएण, छीएण, जभाइएण, उड्डुएण, वायनिसग्गेण, भमलीए, पीत्तमुच्छाए, सुहुमेहिं अगसचालेहिं, सुहुमेहि खेलसचालेहिं, सुहुमेहिं दिठ्ठिसचालेहिं, एवमाइएहिं आगारेहिं,

अभग्गो अविराहिओ हुज्ज मे काउस्सग्गो ।
जाव अरिहताण भगवताण नमुक्कारेण न पारेमि
ताव काय ठाणेण मोणेण झाणेण अप्पाण वोसिरामि ॥

૨૭

# અરિહંત ચેઈઆણું

## અર્થ અને વિવેચન.

અરિહંત ચેઇઆણ સૂત્ર-ચૈત્યસ્તવ એ બીજા નામથી પણ ઓળખાય છે આ સૂત્રની અંદર અનુક્રમે (૧) મંગળ (૨) અભિધાન (૩) પ્રતિના (૪) નિમિત્ત (૫) સાધનો (૬) અપવાદ અથવા આગાર (૭) ધ્યાનની અવધિ (૮) ને સ્વરૂપ એ બાબતોથી વિચાર કરવામા આવ્યો છે

અથવા આ સૂત્ર આઠ સંપદામા વહેચાયેલુ છે સંપદા એટલે વિસામો-અર્ધાધિકાર

૧ અભ્યુપગમ સંપદા.
૨ નિમિત્ત સંપદા
૩ હેતુ સંપદા.
૪ એકવચનાંત સંપદા
૫ બહુવચનાંત સંપદા
૬ આગંતુકાગાર સંપદા.
૭ કાર્યોત્સર્ગાવધિ સંપદા
૮ સ્વરૂપ સંપદા

૧ મંગળ.

પ્રથમ મંગળ આદિની દૃષ્ટિએ આ સૂત્રનો વિચાર કરીએ; મંગળ બે જાતના હોય છે (૧) દ્રવ્ય મંગળ (૨) ભાવ મંગળ

દ્રવ્ય મગળ તરીકે સુવર્ણ, રત્ન, દહી, પુષ્પ, કલશ, શ્રીફળ ગિરે વસ્તુઓ અને ૐ શ્રી વગેરે અક્ષરો તેમજ સાથીઓ ગિરે ચિત્રો ઓળખાય છે

મગળ શબ્દથી થતુ જ્ઞાન અથવા તેથી થતા ભાવ ભાવ મગળ તરીકે ઓળખાય છે

મગળ શબ્દ નીચેના ભાવ જણાવે છે

( ૧ ) શાસ્ત્રની શોભારૂપ

( ૨ ) વિઘ્નને દૂર કરનાર

( ૩ ) હર્ષને ઉત્પન્ન કરનાર

( ૪ ) સસારથી દૂર કરનાર

( ૫ ) શાસ્ત્રનો પાર પમાડનાર

અરિહત ચેઇઆણ મા જે અરિહત શબ્દ છે તે ભાવમગળ સૂચક છે અરિહત એ પાચ મગળમા પ્રથમ મગળ તરીકે ગણાય છે એમ આપણે નમસ્કાર સૂત્રથી જાણીએ છીએ અને ઉપર કહેલા પાચે ભાવ અરિહત શબ્દથી જણાય છે જેમકે શાસ્ત્રની શોભારૂપ તે મગળ, અરિહત એ સર્વ આગમોની, સર્વ શાસ્ત્રોની શોભારૂપ છે, માટે અરિહતને મગળ કહી શકાય ( ૨ ) વિઘ્નને દૂર કરનાર પણ મગળ ગણાય છે અરિહત પણ કર્મરૂપી શત્રુનુ વિઘ્ન દૂર કરનાર છે, માટે એ ભાવવડે પણ અરિહત શબ્દ મગળસૂચક જણાય છે ( ૩ ) હર્ષને ઉત્પન્ન કરનાર પણ મગળ ગણાય છે અરિહત એ કર્મરૂપી શત્રુઓપર વિજય મેળવનાર હોવાથી આત્મવિજયનો હર્ષ પ્રદર્શિત કરે છે અને તેથી આ અર્થમા પણ અરિહત મગળસૂચક જણાય છે ( ૪ ) સ[illegible] પણ મગળ ગણાય છે અરિહ[illegible] એ તીર્થકર [illegible]ને સસારમાથી દૂર કરનાર (

છે માટે આ અર્થમા પણ અરિહત શબ્દ મગળસૂચક જણાય છે ( ૫ ) શાસ્ત્રનો પાર પમાડનાર મગળ ગણાય છે અરિહત શબ્દ પણ સમગ્ર શાસ્ત્રનો પાર પમાડનાર છે અર્થાત્ અરિહત શબ્દના સપૂર્ણ જ્ઞાનથી સર્વ શાસ્ત્રનુ સપૂર્ણ જ્ઞાન થાય છે એટલે કે પાર પમાય છે એથી આ ભાવમા પણ અરિહત શબ્દ મગળસૂચક છે

**૨ અભિધાન—**

અભિધાન એટલે નામ, કોઈ પણ વસ્તુ નામથી ઓળખાય છે નામ બે રીતે આપી શકાય છે એક દ્રવ્યથી અને બીજુ ભાવથી

( ૧ ) દ્રવ્યથી એટલે કે જે શબ્દોથી સૂત્ર શરૂ થતુ હોય તે શબ્દોથી સૂત્રને નામ આપવુ તેને દ્રવ્યઅભિધાન કહેવાય છે આ સૂત્ર અરિહત ચેઈઆણ એ શબ્દોથી શરૂ થાય છે માટે તેનુ નામ અરિહત ચેઈઆણ રાખવામા આવ્યુ છે

( ૨ ) ભાવથી નામ આપવુ એટલે સૂત્રને વિષે જે વિષય કહેવામા આવ્યો હોય અથવા સૂત્રમા જે ભાવ પ્રદર્શિત કરવામા આવ્યો હોય તે ભાવ પ્રમાણે નામ આપવુ આ સૂત્રમા ચૈત્ય અર્થાત્ પ્રતિમા ( અરિહતોની ) નું સ્તવન કરવામા આવ્યુ છે એટલે કે પ્રતિમાનુ ધ્યાન કેવી રીત ધરવુ જોઈએ અને તેનાથી શુ શુ ફાયદા થાય છે વગેરે બાબત જણાવેલી છે માટે આ સૂત્રને ચૈત્યસ્તવ એ નામથી પણ ઓળખવામા આવે છે

**૩ પ્રતિજ્ઞા—** પ્રતિજ્ઞા એટલે નિશ્ચય

જગતની અદર જાણવાના વિષયો અનત છે અને તે બધાનો સબધ પણ એકબીજા સાથે એટલો બધો નિકટ છે કે એક જ વસ્તુના સપૂર્ણ જ્ઞાનથી અર્થાત્ બધી જાતના સબધને જાણવાથી જગતના સર્વ વિષયોનુ જ્ઞાન મળી જાય છે પણ

વાણી ક્રમવર્તી હોવાથી તે એક જ વસ્તુને સર્વ સબધથી કહેતા મહાજ્ઞાનીનુ પણ આયુષ્ય પૂરૂ થઇ જાય છે છતા તે કહેવાની વસ્તુ પૂરી થતી નથી એટલે કોઈ પણ વસ્તુ સબધી લખતા પ્રતિજ્ઞા લેવાય છે કે અમુક બાબત જ આ સૂત્રમા કહેવામા આવશે તે રીત ઘણી સુદર છે કારણ કે એથી વિષયનો ખ્યાલ જલ્દી આવી જાય છે

આ સૂત્રમા પણ " अरिहत चेइआण करेमि काउस्सग्ग " એ વાક્યથી અરિહતની પ્રતિમાઓના આરાધન માટે કાઉસ્સગ્ગ કરવાની સૂત્રકાર પ્રતિજ્ઞા લે છે ( અને આ સૂત્ર બોલતી વખતે બોલનાર આ શબ્દોથી પ્રતિજ્ઞા લે છે ) અને એથી આ સૂત્રનો વિષય " અરિહતની પ્રતિમાઓનુ કેવી રીતે ધ્યાન ધરવુ એ છે " એમ આપણને સ્પષ્ટ સમજાય છે

૪ નિમિત્ત— નિમિત્ત એટલે હેતુ

કોઇ પણ કાર્ય કયો હેતુ સિદ્ધ કરવા માટે કરવામા આવે છે એ ઉંડાણથી જાણવુ જોઇએ અને એ જાણીએ તો જ આપણને લીધેલી પ્રતિજ્ઞા વધારે ઉત્સાહથી પાર પાડવાનુ મન થાય છે માટે સૂત્રકાર પ્રતિજ્ઞા પછી તે પ્રતિજ્ઞાના નિમિત્તો અથવા હેતુઓ જણાવે છે કે અરિહતની પ્રતિમાઓના વદનથી, પૂજનથી, સત્કારથી, સન્માનથી જે પુણ્ય થાય તે પ્રાપ્ત કરવા માટે અને તેથી પરિણામે પ્રાપ્ત થતા સમકિત અને મોક્ષની પ્રાપ્તિ માટે અરિહતની પ્રતિમાઓનુ ધ્યાન ધરવાનુ છે

૫ સાધનો—

નિમિત્તો અથવા હેતુ એક વખત જાણ્યા પછી તે પાર પાડવાના સાધનો પણ જાણવા જોઇએ, કારણ કે સાધન જાણ્યા સિવાય કદિ પણ સાધ્ય સિદ્ધ થતુ નથી અને તે માટે

જ સૂત્રકાર આગળ કહી ગયેલા નિમિત્તો પાર પાડવાના સાધનો જણાવે છે કે, શ્રદ્ધા, નિર્મળ બુદ્ધિ અથવા વિવેકશક્તિ, ધૈર્ય, અરિહંતના ગુણોનુ મનમા સ્મરણ, અને તે પર જ નિરંતર ચિંતવન તેમ જ એ ભાવની ઉત્તરોત્તર વૃદ્ધિ ઉપર જણાવેલુ ધ્યેય પૂર્ણ કરવાના સાધનો છે

૬ અપવાદ કે આગારો—

ધ્યેય હંમેશા ઉંચામા ઉંચુ ને શુદ્ધમા શુદ્ધ હોય એ જ વાસ્તવિક છે પણ સામાન્ય મનુષ્ય જે પોતાનો આત્મવિકાસ ચાહે છે તે એકદમ ઉંચામા ઉંચા ધ્યેયને ઉત્સર્ગમાર્ગથી પહોચી શકે નહિ એથી ઉત્સર્ગમાર્ગની સાથે અપવાદમાર્ગ પણ શાસ્ત્રકારોએ બતાવ્યો છે અને તે અપવાદમાર્ગથી પણ પરિણામે તો ઉત્સર્ગમા માજ જવુ એવો એમનો અભિપ્રાય છે અથવા બીજા શબ્દોમા કહીએ તો "સત્ય સિદ્ધાંત એ તો ત્રણે કાળ સરખો હોય છે પણ એ સિદ્ધાંતનુ પાલન દરેક વ્યક્તિ પોતાની શક્તિ અનુસાર કરી શકે છે" અને આ સત્ય લક્ષમા લઈને જ સૂત્રકારે કાયાના ઉત્સર્ગની સાથે અમુક અપવાદ પણ બતાવેલા છે અને તે શરીરની સ્વાભાવિક ક્રિયાઓ જેવી કે—શ્વાસોશ્વાસ, છીંક, ઉધરસ, બગાસુ, ઓડકાર, વાછૂટ, પિત્તનો ઉછાળો, ચક્કર અથવા તો ફેર ચડવા, સુક્ષ્મ રીતે શરીરનુ હાલવુ, સૂક્ષ્મ રીતે દૃષ્ટિ હલી જવી, અને સુક્ષ્મ રીતે બળખો કે કફ હાલવો વગેરે અથવા તો કોઈ અકસ્માત્ બને અને શરીરરક્ષણ કરવુ પડે ત

ઉપરના અપવાદ રાખીને કાયાનો ઉત્સર્ગ અર્થાત્ કાયા સંબંધી સઘળી ક્રિયાઓ "અરિહંતની પ્રતિમાઓ" નુ ધ્યાન ધરતી વખતે છોડી દેવી જોઇએ, અને એમ બને ત્યારે જ કહી શકાય કે "ठामि काऊसग्गं અર્થાત્ હુ કાયોત્સર્ગની અંદર સ્થિર થાઉં છુ

૨૪

# અરિહંત ચેઈઆણં ( ચાલુ )

## અર્થ અને વિવેચન.

**૭ ધ્યાનની મર્યાદા—**

ઉપર જણાવેલુ ધ્યાન સામાન્ય મનુષ્ય નિરંતર ધરી શકે નહિ, તેથી સામાન્ય મનુષ્યને લાયક જે આ ધ્યાનનો અમુક સમય નક્કી થાય તો એ જાણીને એમા પ્રવૃત્ત થઈ શકે એટલા માટે સામાન્યમા સામાન્ય મનુષ્ય પણ જેટલા કાળ સુધી ધ્યાન કરી શકે તેટલો કાળ અથવા તેટલી મર્યાદા આ ધ્યાનની બતાવી છે અને તે આઠ શ્વાસોશ્વાસપ્રમાણ આ આઠ શ્વાસોશ્વાસ જેટલો વખત પણ મન કબજામા ન રહે એ બનવાજોગ છે એથી એ મનને જો કોઈ બીજા કાર્યમા પરોવવામા આવે તો જ તે ગમે તેવા વિચારથી અટકે, પણ કાયોત્સર્ગમા અરિહંત આદિનુ સ્મરણ સિવાય બીજુ કોઈ કાર્ય ઇષ્ટ ન ગણાય એવી જેમા અરિહંત આદિ પંચ પરમેષ્ઠીનુ સ્મરણ આવે છે તેમ જ જેને બોલતા બરાબર ૮ શ્વાસોશ્વાસ જેટલો વખત લાગે છે ( ૮ સંપદા હોવાથી ) એવા પરમ પવિત્ર નવકારમંત્રને આ કાયોત્સર્ગમા ગણવાનુ કહેવામા આવ્યુ છે

કોઇ પણ કાર્યની શરૂઆત કરતી વખતે જેમ મંગળાચરણ કરવુ જોઇએ તેમ કાર્ય પૂર્ણ થતા પણ મંગળાચરણ કરવુ જોઇએ આ આર્ય સંસ્કૃતિનો જુનો સંપ્રદાય છે અને તે અનુસાર નવકારમંત્રની ગણના જેવી પવિત્ર ક્રિયા કર્યા પછી તેના પૂર્ણાહુતિમા “ નમો અરિહંતાણં ” શબ્દ બોલીને

મંગળાચરણ કરવું જોઇએ અર્થાત્ ધ્યાનની મર્યાદા જ્યાં સુધી "નમો અરિહંતાણં" એ શબ્દ બોલીને પૂર્ણાહુતિનું મંગળાચરણ ન કરીએ ત્યાં સુધીની છે

૮ કાયોત્સર્ગનું સ્વરૂપ—

ઉપર બતાવેલી મર્યાદા મુજબ કેવી રીતે રહેવું તે પણ સૂત્રકારે બતાવેલું છે મનુષ્યને પરિપૂર્ણ આત્મવિકાસ કરવાને કાયા, વાણી અને મન ત્રણે પર સંયમ હોવો જરૂરી છે અને તે જગતના દરેક મહાત્માઓ પોકારીને કહે છે તે પ્રમાણે સૂત્રકારે પણ કાયા, વાણી અને મન એ ત્રણેને સંયમમાં રાખીને જ કાયાનો ખરો ઉત્સર્ગ થઈ શકે એમ બતાવ્યું છે કાયાને એક સ્થાન પર સ્થિર રાખી, વાણીને મૌન કરી, મનને ધ્યાનમાં જોડી, દેહબુદ્ધિનો નાશ કરવો એ જ કાયાનો ખરો ઉત્સર્ગ છે

આ પ્રમાણે અરિહંત ચેઇઆણં સૂત્રનો જો ઉંડાણથી વિચાર કરવામાં આવે તો તે મનુષ્યને નિરૂપસર્ગપણું અર્થાત્ જીવનમુક્ત દશા કે મોક્ષ મેળવવામાં નિઃસંશયપણે ભારે મદદ કરે છે

હવે ટૂંકમાં સંપદાની દૃષ્ટિએ આ સૂત્રનો વિચાર કરી જઇએ —

"અરિહંત ચેઇઆણં કરેમિ કાઉસ્સગ્ગં" એ વાક્યથી આપણે નિશ્ચયનો અંગીકાર કરીએ છીએ અને જે વાક્યથી કોઇ પણ નિશ્ચયનો અંગીકાર થાય તેને અભ્યુપગમ સંપદા કહે છે એટલે ઉપરનું વાક્ય એ અભ્યુપગમ સંપદા છે

જે વાક્ય કે વાક્યોથી નિમિત્તો અથવા તો લક્ષ્ય જણાવાય તે વાક્યને નિમિત્તસંપદા કહેવાય છે આ સૂત્રમાં પણ "વંદણવત્તિઆએ, પુઅણવત્તિઆએ, સક્કારવત્તિઆએ, સમ્માણવત્તિઆએ, બોહિલાભવત્તિઆએ, નિરુવસગ્ગવત્તિઆએ" આ શબ્દો નિમિત્તને જણાવનારા છે માટે આ ૬ શબ્દોની નિમિત્તસંપદા ગણાય છે

જે વાક્યથી નિમિત્તો પાર પાડવાના હેતુ અર્થાત્ સાધનો જણાવાય તે વાક્યને હેતુસપદા કહે છે આ સૂત્રમા સદ્ધાએથી વડ્ઢમાણીએ સુધી જે છ હેતુ ગણાવ્યા છે તે અને તે ઠાગ "ઠામિ કાઉસ્સગ્ગ" કાઉસ્સગ્ગમા સ્થિર રહુ છુ એમ બતાવ્યુ છે તે શબ્દો હેતુસપદારૂપ ગણાય છે

ત્યારપછી કેટલાક આગારો અર્થાત્ અપવાદો એકવચનથી, કેટલાક બહુવચનથી અને કેટલાક આગારો ઈત્યાદિ શબ્દવડે લેવાયા છે એટલા માટે ઉપરના અર્થોવાળા શબ્દોને અનુક્રમે એકવચનાત સપદા, બહુવચનાન સપદા અને આગતુગાગાર સપદા એવા નામોથી ઓળખવામા આવે છે ત્યારબાદ "જાવ અરિહતાણુ" વગેરે શબ્દોની કાઉસ્સગ્ગનો અવધિ બતાવવામા આવ્યો છે, માટે એ શબ્દોને કાયોત્સર્ગાવધિસપદા તરીકે ઓળખવામા આવે છે

અને છેવટે "તાવ કાય ઠાણેણ" વગેરે શબ્દથી સૂત્ર પૂરુ થના સુધી કાઉસ્સગ્ગનુ સ્વરૂપ બતાવવામા આવ્યુ છે, માટે તે શબ્દોને કાયોત્સર્ગ સ્વરૂપ સપદા એ નામથી ઓળખવામા આવે છે

ઉત્કૃષ્ટ ચૈત્યવદનમા જે પાચ સ્તવ અથવા દડક ગણાવ્યા છે તેમાનુ આ એક સ્તવ અથવા દડક છે પાચ સ્તવના નામ નીચે પ્રમાણે છે.—

નામસ્તવ અથવા લોગસ્સ
શક્રસ્તવ અથવા નમુત્થુણ
ચૈત્યસ્તવ અથવા અરિહત ચેઈઆણ
શ્રુતસ્તવ અથવા પુક્ખરવરદીવડ્ઢે
સિદ્ધસ્તવ અથવા સિદ્ધાણ બુદ્ધાણ

( માલિની ૭૬ )

सकलकुशलवल्ली पुष्करावर्तमेघो
दुरिततिमिरभानुः कल्पवृक्षोपमानः ।
भवजलनिधिपोतः सर्वसंपत्तिहेतुः
स भवतु सततं वः श्रेयसे शांतिनाथः ॥

સંસ્કૃત ભાષાનુ આ ચૈત્યવંદન શ્રી શાંતિનાથભગવાનની સ્તુતિ નિમિત્તે યોજાએલુ છે એમા એમના ગુણોનુ વર્ણન છ વિશેષણોથી કરવામા આવ્યુ છે

૧ सकलकुशलवल्ली

જેઓ બધા પ્રકારનુ કુશળ આપનારી વેલ સમાન છે અર્થાત્ કલ્પલતા સમાન છે

૨ पुष्करावर्तमेघ

લોકોને મનોવાછિત સુખને આપનાર છે અને તેથી પુષ્કરાવર્ત્ત મેઘ સમાન છે બાર પ્રકારના મેઘમા પુષ્કરાવર્ત્ત મેઘ એક ઉચ્ચ જાતિનો મેઘ છે કે જેના આવવાથી પૃથ્વી રસકસથી ભરપૂર બને છે

૩ दुरिततिमिरभानु

જે પાપરૂપ અંધકારનો નાશ કરવામા સૂર્ય સમાન છે

૪ कल्पवृक्षोपमान

જેને કલ્પવૃક્ષની ઉપમા અપાય છે અર્થાત્ જે કલ્પવૃક્ષ સમાન ભવ્ય જીવના મનોવાછિત પૂર્ણ કરે છે

૫ भवजलनिधिपोत

ભવરૂપી સમુદ્રને તરવામા જે વહાણ સમાન છે અર્થાત્ જેનાથી આ સંસારસાગરનો પાર પમાય છે

६ सव सपत्तिहेतु

અને જે સર્વ પ્રકારની સપત્તિ મેળવવામા કારણભૂત છે આવા શાતિનાથ ભગવાન

सतत य श्रेयसे भवतु

હમેશા તમોને કલ્યાણને માટે થાઓ

અહીં એક વસ્તુનો વિવેક કરવા જેવો છે આ સ્તુતિ બોલવાનો રિવાજ પાઠકના સમયમા દાખલ થયો છે અને તેની છેલ્લી પક્તિમા ચૈત્યવદન કરનારો એમ બોલે છે કે—

'શાતિનાથ ભગવાન તમારા કલ્યાણને માટે થાઓ' તે યુક્ત નથી કારણ કે ચૈત્યવદન કરનારની સમક્ષ ભગવાન હોય છે અને તેમને ઉદ્દેશીને જ આખુ ચૈત્યવદન બોલાય છે તેથી તમારા કલ્યાણને માટે થાઓ એમ કહેવુ અયોગ્ય ઠરે છે આ સ્તુતિ જો ગ્રથકાર કોઈ ગ્રથના પ્રારભમા બોલતા હોય તો શ્રોતાઓને કલ્યાણનો આશીર્વાદ આપવા માટે ઠીક છે ત્યારે અહીં શુ કરવુ જોઇએ તે પ્રશ્ન થાય છે

અમારી નમ્ર સમજ પ્રમાણે

स भवतु सतत न श्रेयसे शान्तिनाथ

તે થાઓ હમેશા અમારા કલ્યાણને માટે શાતિનાથ

આવા શાતિનાથ ભગવાન અમારા કલ્યાણને માટે થાઓ એવુ કથન યોગ્ય છે

વિશેષ તત્ત્વ તો કેવળીગમ્ય.

---

સકળાર્હત્ જે પાક્ષિકાદિ પ્રતિક્રમણાદિના પ્રારભમા ચૈત્યવદન તરીકે બોલાય છે તેમા व શબ્દ ઘણા શ્લોકોમા છે તે પ્રમાણે અહીં પણ સમજવુ

૨૭

# કલ્લાણકંદં સ્તુતિ.

## મૂળ પાઠ

ઉપજાતિ-૭૬

कल्लाणकद पढम जिणिंद
सतिं तओ नेमिजिण मुणींद ।
पास पयास सुगुणिक्कठाण
भत्तीइ वदे सिरी वद्धमाण ॥ १ ॥

अपारससारसमुद्दपार
पत्ता सिव दिंतु सुइक्कसार ।
सव्वे जिणिंदा सुरविंदवदा
कल्लाणवल्लीणविसालकदा ॥ २ ॥

निव्वाणमग्गे वरजाणकप्प
पणासियासेसकुवाइदप्प ।
मय जिणाण सरण बुहाण
नमामि निच्च तिजगप्पहाण ॥ ३ ॥

कुदिंदुगोक्खीरतुसारवन्ना
सरोजहत्था कमले निसन्ना ।
वाएसिरी पुत्थयवग्गहत्था
सुहाय [illegible] मया [illegible] ॥ [illegible] ॥

પછી શાન્તિનાથ ભગવાનને વદુ છુ

નેમિનાથ ભગવાન જે મુનિઓમા ઇંદ્ર સમાન છે તેમને વદુ છુ

જેનો પ્રભાવ પ્રગટ છે તેવા પાર્શ્વનાથને વદુ છુ

સદ્ગુણોના એક સ્થાનરૂપ અર્થાત્ ભડારરૂપ શ્રી વર્દ્ધમાનને ભક્તિથી વદુ છુ

ભક્તિથી શબ્દ બધી જગાએ પણ મૂકી શકાય છે જુદા જુદા તીર્થંકરોને જુદા જુદા વિશેષણો મૂકયા છે તે એક બીજાનો તફાવત બતાવવા નથી મૂકયા પણ તીર્થંકરત્વનુ જ સ્વરૂપ દર્શાવવા એનો ભિન્ન ભિન્ન રીતે ઉપયોગ કર્યો છે

બીજી ગાથામા સર્વ જિનેશ્વરોની સ્તુતિ કરી છે તેમા એમનુ સ્વરૂપ બતાવવાને ત્રણ વિશેષણો મૂકયા છે

૧ अपारसंसारसमुद्दपार–અપાર સસાર–સમુદ્રનો પાર પામેલા

૨ सुरविंदवंदा–દેવતાઓના સમૂહથી વદાએલા

૩ कल्लाणवल्लीणविसालकंदा–કલ્યાણરૂપી વેલીના વિશાળ કદ સમાન આમા પ્રથમ વિશેષણમા તેઓનુ પરાક્રમ બતાવ્યુ છે બીજા વિશેષણમા એમનુ અતિ પૂજ્યપણુ બતાવ્યુ છે અને ત્રીજા વિશેષણમા એમનુ ઉપકારીપણુ બતાવ્યુ છે આવા સર્વ જિનેશ્વરો

सुद्धक्सार सिव दिंतु

પવિત્રતાના સારરૂપ મોક્ષને આપો.

ત્રીજી ગાથામાં જિનેશ્વરભગવાને પ્રરૂપેલો મત-પ્રરૂપેલુ શ્રુત કેવુ પૂજનીય છે તે બતાવ્યુ છે ચાર વિશેષણોદ્વારા એની મહત્તાને પ્રગટ કરી છે—

१ निव्वाणमग्गे वरजाणकप्प-निर्वाणना मार्गमा श्रे

२ पणासियासेसकुवाइदप्प-कुवादीओनु दर्प-आ
पूरेपूरी रीते नाश पमाडयुं छे

३ सरण वुहाण-विद्वानोने पण जे शरण छे
अर्थात अनेक जातना तर्कवितर्कथी ज्यारे विद
पामे छे त्यारे सत्य दर्शन माटे एनु शरण

४ तिजगप्पहाण-त्रणे जगतमा जे श्रेष्ठ छे
आवा गुणोवाळा श्रुतने हु

निच्च नमामि-नित्य नमु छु

चोथी टूकमा श्री सरस्वतीदेवीनु स्मरण करी
वांद मळे एनी भावना करवामा आवी छे

वाएसिरी-वागीश्वरीदेवी सरस्वतीदेवी

सुहाय सा अम्ह सया-सुखने माटे ते अमने
अर्थात सरस्वतीदेवी अमने सदा सुख आपना

हवे सरस्वतीदेवीनु स्वरूप केवु छे ते जणावव
पदोथी तेनु वर्णन कर्युं छे

प्रथम तो सरस्वती देवीना शरीरनो रग केवो छे ते

कुंदिंदुगोक्खीरतुसारवन्ना

कुद, इदु, गोक्षीर अने तुषारना जेवी वर्णवाळ

कुद एटले मचकुद (मोगरो) नु फुल जेरगे श्वे
इदु एटले चद्रमा जेनो वर्ण श्वेत होय छे, गोक्षीर ए

પ્રમ દયાળ, ચોરાશી લાખ પૂર્વનું, જસ આયુ વિશાલ ॥ ૨ ॥ વૃષભ લંછન જિન વૃષધરૂ[1] એ, ઉત્તમ ગુણ મણિ-ખાણ, તસ પદપદ્મ સેવનથકી, લહીએ અવિચલ ઠાણ ॥ ૩ ॥

( ૨ )

અજિતનાથ પ્રભુ અવતર્યો, વિનિતાનો સ્વામી, જિતશત્રુ વિજયા તણો, નંદન શિવગામી ॥ ૧ ॥ બહોતેર લાખ પૂર્વતણું, પાળ્યુ જેણે આય, ગજ લંછન લંછન નહિ, પ્રણમે સુરરાય ॥ ૨ ॥ સાડા ચારશે ધનુષની એ, જિનવર ઉત્તમ દેહ પાદપદ્મ તસ પ્રણમીએ, જેમ લહીએ શિવગેહ ॥ ૩ ॥

( ૩ )

સાવથ્થી નયરી ધણી, શ્રી સંભવનાથ, જિતારિ નૃપ નંદનો, ચલવે શિવ સાથ ॥ ૧ ॥ સેનાનંદન ચંદને, પૂજો નવ અંગે, ચારશે ધનુષ્યનું દેહમાન, પ્રણમો મનરંગે ॥ ૨ ॥ સાઠ લાખ પૂર્વતણુ એ, જિનવર ઉત્તમ આય, તુરગ[2] લંછન પદે નમતા શિવસુખ થાય ॥ ૩ ॥

# ચૈત્યવંદન, સ્તુતિ ને સ્તવનો



( શ્રી શત્રુંજયનું શ્રી પદ્મવિજયજીકૃત ચૈત્યવંદન )

[૧]વિમલ કેવલ જ્ઞાન [૨]કમલા કલિત ત્રિભુવન હિતકર, સુરરાજસંસ્તુત ચરણપંકજ, નમો આદિ જિનેશ્વર ॥ ૧ ॥ વિમલગિરિવરશૃંગમંડણ, પ્રવરગુણગણભૂધર; સુરઅસુરકિન્નરકોડીસેવિત નમો૦ ॥ ૨ ॥ કરતી નાટક કિન્નરીગણ ગાય જિન ગુણ મનહર, [૩]નિર્જરાવલી નમે અહોનિશ[૪] નમો૦ ॥ ૩ ॥ પુંડરીક ગણપતિ સિદ્ધિ સાધી, કોડી પણ[૫] મુનિ મનહર, વિમલગિરિવર શૃંગ[૬] સિદ્ધા નમો૦ ॥ ૪ ॥ નિજ સાધ્ય-સાધક [૭]સૂર મુનિવર કોડીનંત એ ગિરિવર, મુક્તિરમણી વર્યા રંગે નમો૦ ॥ ૫ ॥ પાતાળ [૮]નર-સુરલોકમાંહી [૯]વિમળગિરિવરતો પર, નહીં અધિક તીરથ તીર્થપતિ કહે નમો૦ ॥ ૬ ॥ ઈમ વિમલગિરિવર શિખરમંડણ દુઃખવિહંડણ ધ્યાઈએ, નિજ શુદ્ધ સત્તાસાધનાર્થં પરમ-જ્યોતિનિપાઈએ ॥ ૭ ॥ જીત મોહ કોહ વિછોહ નિદ્રા પરમપદસ્થિત જયકર, ગિરિરાજસેવાકરણ તત્પર પદ્મવિજય સુહિતકર ॥ ૮ ॥

## પંડિત શ્રી પદ્મવિજયજીકૃત ચૈત્યવંદનોની ચોવીશી.

( ૧ )

આદિ દેવ અલવેસરૂ, વિનિતાનો રાય, નાભિરાયા કુલમંડણો, મરૂદેવા માય. ॥ ૧ ॥ પાંચશે ધનુષની દેહડી, પ્રભુજી

૧ નિર્મળ ૨ લક્ષ્મી ૩ દેવતાઓની શ્રેણિ ૪ સદા ૫ પાંચ, ૬ શિખર ૭ શૂરવીર ૮ મનુષ્યલોક ને દેવલોક, ૯ સિદ્ધગિરિરાજથી શ્રેષ્ઠ.

( ૫ )

સુમતિનાથ સુકંકરૂ, કોશલ્યા જસ નયરી, મેઘરાય મન લાલહો, નંદન જિતવયરી ॥ ૧ ॥ ક્રાંચ લંછન જિનરાજીયો, ત્રણશે ધનુષની દેહ, ચાલીશ લાખ પૂરવતણું, આયુ અતિ ગુણગેહ ॥ ૨ ॥ સુમતિ ગુણે કરી જે ભર્યોએ, તર્યો સંસાર અગાધ, તસ પદપદ્મ સેવા થકી, લહો સુખ અવ્યાબાધ ॥ ૩ ॥

( ૬ )

કોસંબી પુરી રાજીયો, ધર નરપતિ તાય, પદ્મપ્રભ પ્રભુ તામઈ, સુસીમા જસ માય ॥ ૧ ॥ ત્રીસ લાખ પૂરવતણું, જિન આયુ પાળી, ધનુષ અઢીશે દેહડી, સવિ કર્મને ટાળી ॥ ૨ ॥ પદ્મલંછન પરમેસરૂએ, જિનપદપદ્મની સેવ, પદ્મવિજય કહે કીજીએ, ભવિજન સહુ નિત્યમેવ ॥ ૩ ॥

( ૭ )

શ્રી સુપાર્શ્વજિણંદ પાસ, ટાળ્યો ભવફેરો, પૃથ્વીમાતાને ઉરે, જાયો નાથ હમેરો ॥ ૧ ॥ પ્રતિષ્ઠિત સુત સુંદરૂ, વાણા રસી રાય, વીશ લાખ પૂરવતણું, પ્રભુજીનું આય ॥ ૨ ॥ ધનુષ બશે જિન દેહડીએ, સ્વસ્તિક લંછન સાર, પાદપદ્મ જસ રાજતો, તાર તાર ભવ તાર ॥ ૩ ॥

( ૮ )

લક્ષ્મણા માતા જનમીયા, મહસેન જસ તાય, ઉડુપતિ[૧] લંછન દીપતો, ચંદ્રપુરીનો રાય ॥ ૧ ॥ દશ લાખ પૂરવ આઉખું, દોઢસો ધનુષની દેહ, સુરનરપતિ સેવા કરે, ધરતા અતિ સસનેહ ॥ ૨ ॥ ચંદ્રપ્રભ જિન આઠમો એ, ઉત્તમ પદ દાતાર, પદ્મવિજય કહે પ્રણમીએ, પ્રભુ ભવપાર ઉતાર ॥ ૩ ॥

---

૧ ચંદ્ર

( ૯ )

સુવિધિનાથ નવમા નમુ, સુગ્રીવ જસ તાત, મગર લછન ચરણે નમુ, રામા રૂડી માત ॥ ૧ ॥ આયુ બે લાખ પૂરવ તણું, શત ધનુષની કાય, કાકદીનગરી ધણી, પ્રણમુ પ્રભુપાય ॥ ૨ ॥ ઉત્તમ વિધિ જેહથી લહ્યો એ, તિણે સુવિધ જિન નામ, નમતા તસ પદપદ્મને, લહીએ શાશ્વત ધામ ॥ ૩ ॥

( ૧૦ )

નદા દૃઢરથ નદનો, શીતળ શીતલ નાથ, રાજા ભદ્દિલપુર તણો, ચલવે શિવસાથ ॥ ૧ ॥ લાખ પૂરવનુ આઉખુ, નેઉ ધનુષ પ્રમાણુ, કાયા માયા ટાળીને, લહ્યા પચમ નાણુ ॥ ૨ ॥ શ્રીવચ્છ લછન સુદર એ, પદપદ્મે રહે જાસ, તે જિનની સેવા થકી, લહીએ લીલ વિલાસ ॥ ૩ ॥

( ૧૧ )

શ્રી શ્રેયાસ અગ્યારમા, વિષ્ણુ નૃપ તાય, વિષ્ણુ માતા જેહની, એશી ધનુષની કાય ॥ ૧ ॥ વર્ષ ચોરાશી લાખનુ, પાળ્યુ જિણે આય, ખડ્ગી* લછન પદકજે[1], સિહપુરીનો રાય ॥ ૨ ॥ રાજ્ય તજી દીક્ષા વરીએ, જિનવર ઉત્તમ જ્ઞાન, પામ્યા તસ પદપદ્મને, નમતા અવિચલ થાન ॥ ૩ ॥

( ૧૨ )

[2]વાસવ-વદિત વાસુપૂજ્ય, ચપાપુરી ઠામ, વસુપૂજ્ય કુળ ચદ્રમા, માતા જયા નામ ॥ ૧ ॥ મહિષ લછન જિન બારમા, સીત્તેર ધનુષ પ્રમાણ, કાયા આયુ વરસ વળી, બહો-

* ગેડો, ૧ ચરણ કમળે, ૨ ઇન્દ્રોવડે

તેગ લાખ વખાણુ ॥ ૨ ॥ મધ ચતુર્વિધ સ્થાપીને એ, જિન ઉત્તમ મહારાય, તસ મુખપદ્મ વચન સુણી, પરમાન દિત થાય ॥૩॥

( ૧૩ )

કપિલપુર વિમલ પ્રભુ, શ્યામા માત મલ્હાર[1], કૃતવર્મા નૃપ કુળ-નભે[2], ઉગમીયો દિનકાર ॥ ૧ ॥ લછન રાજે વરા હનું, સાઠ ધનુષની કાય, સાઠ લાખ વરસા તણું, આયુ સુખ દાય ॥ ૨ ॥ વિમલ વિમલ પોત થયા એ, સેવક વિમલ કરેહ, તુઝ પદપદ્મ વિમલ પ્રત્યે, નેવુ ધરી સસ્નેહ ॥ ૩ ॥

( ૧૪ )

અનત અનત ગુણ આગર, અયોધ્યાવાસી, સિંહસેન નૃપ નદનો, થયો પાપ નિકાસી[3] ॥૧॥ સુજસા માતા જનમિયો, ત્રીશ લાખ ઉદાર, વરસ આઉખુ પાલિયુ, જિનવર જયકાર ॥ ૨ ॥ લછન સિંચાણાતણુ એ, કાયા ધનુષ પચાસ, જિન પદ્મ નમ્યા થકા, લહીયે સહજવિલાસ ॥ ૩ ॥

( ૧૫ )

ભાનુનદન ધર્મનાથ, સુવ્રતા ભલી માત, વજ્ર લછન વજ્રી[4] નમે, ત્રણ ભુવન વિખ્યાત ॥ ૧ ॥ દશ લાખ વરસનું આઉખુ, વપુ ધનુષ પીસ્તાલીશ, રત્નપુરીનો રાજીયો, જગમા જાસ જગીશ ॥ ૨ ॥ ધર્મ માર્ગ જિનવર કહ્યો એ, ઉત્તમ જન આધાર, તીણે તુજ પાદપદ્મ તણી, સેવા કરૂ નિરધાર ॥૩॥

૧૬

શાતિ જિનેશ્વર સોલમા, અચિરાસુત વદો, વિશ્વસેન કુળ નભમણિ[5], ભવિજન સુખ કદો ॥૧॥ મૃગલછન જિન આઉખુ,

૧ પુત્ર, ૨ આકાશમા, ૩ દૂર કરનાર ૪ ઇંદ્ર

લાખ વરસ પ્રમાણ, હથ્થિણાઉર નયરી ધણી, પ્રભુજી ગુણ-મણિખાણ ॥ ૨ ॥ ચાલીશ ધનુષની દેહડી એ, સમચોરસ સઠાણ, વદન પદ્મ જ્યુ ચદલો, દીઠે પરમ કલ્યાણ ॥ ૩ ॥

( ૧૭ )

કુંથુનાથ કામિત દિયે, ગજપુરનો રાય, સિરિ માતા ઉરે અવતર્યો, સુર નરપતિ તાય ॥ ૧ ॥ કાયા પાત્રીશ ધનુષની, લછન જસ છાગ, કેવલજ્ઞાનાદિક ગુણા, પ્રણમો ધરી રાગ ॥ ૨ ॥ સહસ પચાણ વરસનુ એ, પાળી ઉત્તમ આય, પદ્મવિજય કહે પ્રણમીએ, ભાવે શ્રી જિનરાય ॥ ૩ ॥

( ૧૮ )

નાગપુરે અર જિનવરૂ, સુદર્શન નૃપનંદ, દેવી માતા જનમિયો, ભવિજન સુખકદ ॥ ૧ ॥ લછન નદાવર્ત્તનુ, કાયા ધનુષહ ત્રીશ, સહસ ચોરાશી વરસનુ, આયુ જાસ જગીશ ॥ ૨ ॥ અરૂજ[1] અજર[2] અજ[3] જિનવરૂ એ, પામ્યા ઉત્તમ ઠાણ, તસ પદ પદ્મ આલબતા, લહીએ પદ નિર્વાણ ॥ ૩ ॥

( ૧૯ )

મલ્લિનાથ ઓગણીશમા, જસ મિથિલા નયરી, પ્રભાવતી જસ માવડી, ટાળે કર્મ વયરી ॥ ૧ ॥ તાત શ્રી કુભનરેશરૂ, ધનુષ્ય પચીશની કાય, લછન કલશ મગલકરૂ, નિરમલ નિર-માય ॥ ૨ ॥ વરસ પચાવન સહસનુ એ, જિનવર ઉત્તમ આય, પદ્મવિજય કહે તેહને, નમતા શિવસુખ થાય ॥ ૩ ॥

---

૧ રોગરહિત ૨ જરારહિત, ૩ જન્મ રહિત

( ૨૦ )

મુનિસુવ્રત જિન વીશમા, ૧કચ્છપનું લછન, પદ્મા માતા ૨ જેહની, સુમિત્ર નૃપનંદન ॥ ૧ ॥ રાજગૃહી નગરી ધણી, વીશ ધનુષ શરીર, કર્મ નિકાચિતરેણુવ્રજ,—ઉદ્દામ સમીર ॥ ૨ ॥ ત્રીશ હજાર વરસ તણું એ, પાળી આયુ ઉદાર, પદ્મ વિજય કહે શિવ વર્યા, શાશ્વત સુખ નિરધાર ॥ ૩ ॥

( ૨૧ )

મિથિલા નગરી- રાજીઓ, વપ્રા સુત સાચો, વિજયરાય સુત છોડીને, અવરા મત માચો ॥ ૧ ॥ નીલ કમલ લછન, પ્રભુ પન્નર ધનુષની દેહ, નમિ જિનવરનું શોભતું, ગુણ ગણ મણિ ગેહ ॥ ૨ ॥ દશ હજાર વરસ તણું એ, પાળ્યુ પર માય, પદ્મવિજય કહે પુણ્યથી, નમીએ તે જિનરાય ॥ ૩ ॥

( ૨૨ )

નેમિનાથ બાવીશમા, શિવાદેવી માય, સમુદ્રવિજય પૃથ્વી પતિ, જેહ પ્રભુના તાય ॥ ૧ ॥ દશ ધનુષની દેહડી, આયુ વરસ હજાર, શંખ લછનધર સ્વામીજી, તજી રાજુલ નાર ॥ ૨ ॥ સૌરીપુરી નયરી ભલી એ, બ્રહ્મચારી ભગવાન, જિન ઉત્તમ પદપદ્મને, નમતા અવિચલ થાન ॥ ૩ ॥

( ૨૩ )

આશ પુરે પ્રભુ પાસજી, ત્રોડે ભવ પાસ, વામા માતા જનમિયા, ૨અહિ લછન જાસ ॥ ૧ ॥ અશ્વસેન સુત સુખ કરુ, નવ હાથની કાય, કાશી દેશ વાણારસી, પુણ્યે પ્રભુ આય

૧ કાચબો, * નિકાચીત કર્મરૂપી રજભારને સાફ કરવા પવન ( વાયુ ) સમાન, ૨ સર્પ

॥ ૨ ॥ એકસો વરસનુ આઉખુએ, પાળી પાસ કુમાર, પદ્મ કહે મુગતે ગયા, નમતા સુખ નિરધાર ॥ ૩ ॥

( ૨૪ )

સિદ્ધારથસુત વંદીએ, ત્રિશલાનો જાયો, ક્ષત્રીકુંડમા અવતર્યો, સુર-નરપતિ ગાયો ॥ ૧ ॥ મૃગપતિ લંછન પાઉલે, સાત હાથની કાય, બહોતેર વરસનુ આઉખુ, વીર જિનેશ્વર રાય ॥ ૨ ॥ ક્ષમાવિજય જિનરાજના એ, ઉત્તમ ગુણ અવદાત, સાત બોલથી વર્ણવ્યો, પદ્મવિજય વિખ્યાત ॥ ૩ ॥ ઇતિ

( ૧ )

આદીશ્વર જિનરાયનો, ગણધર ગુણવંત, પ્રગટનામ પુંડરીક જાન, મહીમાહે મહંત ॥ ૧ ॥ પંચક્રોડ મુણીંદ સાથ, અણસણ તીહા કીધ, શુક્લધ્યાન ધ્યાતા અમૂલ, કેવલ તીહા લીધ ॥ ૨ ॥ ચૈત્રી પુનમને દિને એ, પામ્યા પદ મહાનંદ, તે દિનથી પુંડરીકગિરિ, નામ દાન સુખકંદ ॥ ૩ ॥

( ૨ )

જય જય નાભિનરિંદનંદ, સિદ્ધાચલ મંડન, જય જય પ્રથમ જિણંદચંદ, ભવદુખખંડણ ॥ ૧ ॥ જય જય સાધુ સુરીંદવૃંદ, વંદિઅ પરમેસર, જય જય જગદાનંદકંદ, શ્રી ઋષભ જિણેસર ॥ ૨ ॥ અમૃતસમ જિનધર્મનો એ, દાયક જગમા જાણ, તુજપદપંકજ પ્રીત ધરી નિશદિન નમત કલ્યાણ ॥ ૩ ॥

( ૩ )

પરમેશ્વર પરમાતમા, પાવન પરમિટ્ઠ, જય જગગુરુ દેવા

ચિદેવ, નયણે મેં દિઠ્ઠ ॥ ૧ ॥ અચલ અકલ અવિકાર મા, કરૂણારસ સિંધુ, જગતિ જન આધાર એક, નિષ્કારણ બંધુ ॥ ૨ ॥ ગુણ અનંત પ્રભુ તાહરા એ, કિમહિ કહ્યા ન જાય, રામ પ્રભુ જિન ધ્યાનથી, ચિદાનંદ સુખ થાય ॥ ૩ ॥

( ૪ )

શ્રી સીમંધર વીતરાગ, ત્રિભુવન ઉપગારી, શ્રી શ્રેયાંસ પિતા કુળે, બહુ શોભા તુમારી ॥ ૧ ॥ ધન્યધન્ય માતા સત્યકી, જેણે જાયો જયકારી, વૃષભલંછન બિરાજમાન, વંદે નરનારી ॥ ૨ ॥ ધનુષ પાંચશે દેહડી એ, સોહીએ સોવનવાન, કીર્તિવિજય ઉવઝાયનો, વિનય ધરે તુમ ધ્યાન ॥ ૩ ॥

( ૫ )

સીમંધર પરમાતમા, શિવસુખ ॥ દાતા, પુખ્ખલવઇ વિજયે જયો, સર્વ જીવના ત્રાતા ॥ ૧ ॥ પૂર્વવિદેહ પુંડરીગિણી, નયરીએ સોહે, શ્રી શ્રેયાંસરાજ તિહાં, ભવિયણના મન મોહે ॥ ૨ ॥ ચૌદ સુપન નિર્મલ લહી, સત્યકી રાણી માત, કુંથુ અર જિન અંતરે, સીમંધર જિન જાત ॥ ૩ ॥ અનુક્રમે પ્રભુ જનમિયા વળી યૌવનમાં આવે, માતપિતા હરખે કરી, રુકમિણી પરણાવે ॥ ૪ ॥ ભોગવી સુખ સંસારના, સંયમ મન લાવે, મુનિસુવ્રત નમિ અંતરે, દીક્ષા પ્રભુ પાવે ॥ ૫ ॥ ઘાતિકર્મનો ક્ષય કરી, પામ્યા કેવલનાણ, વૃષભ લંછને શોભતા, સર્વ ભાવના જાણ ॥ ૬ ॥ ચોરાશી પ્રભુ ગણધરા, મુનિવર એકસો કોડ, ત્રણ ભુવનમાં જોવતા, નહીં કોઇ એહની જોડ ॥ ૭ ॥ દશ લાખ કહ્યા કેવલી, પ્રભુજીનો પરિવાર, એક સમય ત્રણ કાળના, જાણે સર્વ વિચાર ॥ ૮ ॥ ઉદય પેઢાલ જિનાંતરે એ, થાશે જિનવર સિદ્ધ, જશવિજય ગુરુ પ્રણમતા, મનવંછિત ફળ લીધ ॥ ૯ ॥

( ૬ )

અરિહંત નમો ભગવંત નમો, પરમેશ્વર જિનરાજ નમો, પ્રથમ જિનેશ્વર પ્રેમે પેખત, સિદ્ધયા સઘળા કાજ નમો અ૦ ॥૧॥ પ્રભુ પારગત પરમ મહોદય, અવિનાશી અકલંક નમો, અજર અમર અદ્ભુત અતિશય નિધિ, [1]પ્રવચનજલધિમયંક નમો અ૦ ॥ ૨ ॥ તિહુયણ ભવિયણ જન મન વંછિય,-પૂરણ દેવરસાલ[2] નમો, લળી લળી પાય નમું હું ભાવે, કર જોડીને ત્રિકાલ નમો અ૦ ॥ ૩ ॥ સિદ્ધ બુદ્ધ તું જગ જન સજ્જન, [3]નયનાનંદન દેવ નમો, સકલ સુરાસુર નરવર નાયક, સારે અહનિશ સેવ નમો અ૦ ॥ ૪ ॥ તું તીર્થંકર સુખકર સાહિબ, તું નિષ્કારણ બંધુ નમો, શરણાગત ભવિને હિતવત્સલ, તુંહિ કૃપારસ સિંધુ નમો અ૦ ॥ ૫ ॥ કેવલજ્ઞાનાદર્શે દર્શિત, લોકાલોકસ્વભાવ નમો, નાશિત સકલ કલંક કલુષ ગણ,-દુરિત ઉપદ્રવ ભાવ નમો અ૦ ॥ ૬ ॥ જગચિંતામણિ જગગુરુ જગહિત,-કારક જગજનનાથ નમો, ઘોર અપાર ભવોદધિ તારણ, તું શિવપુરનો સાથ નમો અ૦ ॥ ૭ ॥ અશરણ શરણ નિરાગ નિરંજન, નિરૂપાધિક જગદિશ નમો, [4]બોધિ દીઓ અનુપમ દાનેસર, જ્ઞાનવિમલ સૂરીશ નમો અ૦ ॥ ૮ ॥



૧ શ્રુતસાગરની વૃદ્ધિ કરવા ચંદ્ર સમાન  ૨ કલ્પવૃક્ષ.  ૩ નેત્રને આનંદકારી, ૪ શુદ્ધ સમ્યક્ત્વધર્મનો લાભ.

## શ્રી પદ્મવિજયજીકૃત સ્તવનો.

૧

પ્રથમ જિનેશ્વર પ્રણમીએ, જાસ સુગંધી રે કાય, [૧] કલ્પ[૫] વૃક્ષ પરે તાસ ઇંદ્રાણી- નયન જે, ભૃંગ પરે લપટાય ॥ ૧ ॥ રોગ [૨]ઉરગ તુજ નવિ નડે, અમૃત જેહ આસ્વાદ, તેહથી પ્રતિહત તેહ માનુ કોઈ નવી કરે, જગમા તુમશું રે વાદ ॥ ૨ ॥ વગર ધોઇ તુજ નિરમળી, કાયા કંચનવાન, નહીં પ્રસ્વેદ લગાર, તારે તું તેહને, જે ધરે તાહરૂં ધ્યાન ॥ ૩ ॥ રાગ ગયો તુજ મન થકી, તેહમા [૩]ચિત્ર ન હોય, [૪]રુધિર આમિષથી રાગ[૫] ગયો તુજ જન્મથી, દૂધ [૬]સહોદર હોય ॥ ૪ ॥ શ્વાસોશ્વાસ કમળ સમો, તુજ [૭]લોકોત્તર વાત, દેખે ન આહાર નિહાર, ચર્મચક્ષુ ધણી, એવા તુજ અવદાત[૮] ॥ ૫ ॥ ચાર અતિશય મૂળથી, ઓગણીશ દેવના કીધ, કર્મ ખપ્યાથી અગ્યાર, ચોત્રીશ એમ અતિશયા, સમવાયાંગે પ્રસિદ્ધ ॥ ૬ ॥ *જિન ઉત્તમ ગુણ ગાવતા, ગુણ આવે નિજ અંગ, પદ્મવિજય કહે એહ સમય પ્રભુ પાળજો, જેમ થાઉં અક્ષય અભંગ પ્રથમ૦ ॥ ૭ ॥

( ૨ )

સોળમા શાન્તિ જિનેશ્વર દેવ કે અચિરાના નંદ રે, જેહની સારે સુરપતિ સેવ કે અચિરાના નંદરે, તિરિ નર સુર સહુ સમુદાય કે અ૦ એક યોજન માહે સમાય કે અ૦ ॥ ૧ ॥ તેહને પ્રભુજીની વાણી કે અ૦ પરિણમે સમજે જે ભવિપ્રાણી

---

૧ કલ્પવૃક્ષની ઉપર ભ્રમરની પેરે ૨ સર્પ ૩ આશ્ચર્ય ૪ લોહીને માસ માથી ૫ રતાશ-લાલ રંગ ૬ સમાન ૭ અલૌકિક-આશ્ચર્યકારી ૮ વૃત્તાંત.

* જિનેશ્વર પ્રભુના ગુણમા આત્મલક્ષ ( સ્થિર ઉપયોગ ) સહિત થતા આપણામા એવા ગુણો પ્રગટે છે

કે અ૦ સહુ જીવના સંશય ભાંજે કે અ૦ પ્રભુ મેઘ ધ્વનિ પરે ગાજે કે અ૦ ॥ ૨ ॥ જેહને જોયણ સવાસો માન કે અ૦ જે પૂર્વના રોગ તેણે થાન કે અ૦ સવિ નાશ થાયે નવા નાવે કે અ૦ ષટમાસ પ્રભુ પ્રભાવે કે અ૦ ॥ ૩ ॥ જિહાં જિનજી વિચરે રંગ કે અ૦ [1]મુષક શલભ પતંગ કે અ૦ નવિ કોઈને વયર વિરોધ કે અ૦ અતિવૃષ્ટિ અનાવૃષ્ટિ રોધ કે અ૦ ॥ ૪ ॥ નિજપરચક્રના ભય નાસે કે અ૦ વળી મરકી[2] નાવે પાસે કે અ૦ પ્રભુ વિચરે તિહાં ન દુકાળ કે અ૦ જાયે ઉપદ્રવ સવિ તત્કાલ કે અ૦ ॥ ૫ ॥ જસ મસ્તક પુંઠે રાજે કે અ૦ ભામ ડળ રવિ પેરે છાજે કે અ૦ કર્મક્ષયથી અતિશય અગીઆર કે અ૦ માનુ યોગ સામાન્ય પરિવાર કે અ૦ ॥ ૬ ॥ કણ દેખુ ભાવ એ ભાવે કે અ૦ એમ હોશ ઘણી ચિત્ત આવે કે અ૦ જિન ઉત્તમ તુમ્હ પ્રભાવે કે અ૦ કહે પદ્મવિજય બની આવે કે અ૦ ॥ ૭ ॥ ઇતિ ॥

( ૩ )

નિરખો નેમિ જિણંદને અરિહંતાજી, રાજિમતી કર્યો ત્યાગ ભગવંતાજી, બ્રહ્મચારી સંયમ ગ્રહ્યો અ૦ અનુક્રમે થયા વીત રાગ ભ૦ ॥ ૧ ॥ ચામર ચક્ર સિંહાસન, અ૦ પાદપીઠ સંયુત્ત, ભ૦ છત્ર ચાલે આકાશમાં, અ૦ દેવદુંદુભિ વર યુત્ત* ભ૦ ॥ ૨ ॥ સહસ જોયણ ધ્વજ સોહતો, અ૦ પ્રભુ આગળ ચાલંત, ભ૦ કનક કમલ નવ ઉપરે, અ૦ વિચરે પાય ઠવંત ભ૦ ॥૩॥ ચાર મુખે દિયે દેશના, અ૦ ત્રણ ગઢ ઝાક ઝમાળ, ભ૦ કેશ રોમ †શ્મશ્રુ નખા, અ૦ વાધે નહીં કોઈ કાળ ભ૦ ॥ ૪ ॥

---

૧ ઉંદર ને તીડ  ૨ પ્લેગ  * યુક્ત-સહિત  † દાઢી-મૂછ

કાંટા પણ ઉંધા હોયે, અ૦ પંચવિષય અનુકૂળ, ભ૦ પટઋતુ સમકાળે ફળે, અ૦ વાયુ નહીં પ્રતિકૂલ ભ૦ ॥ ૫ ॥ [1]પાણી સુગંધ સુર કુસુમની, અ૦ વૃષ્ટિ હોય સુરસાલ, ભ૦ પંખી દીયે સુપ્રદક્ષિણા, અ૦ વૃક્ષ નમે [2]અસરાળ ભ૦ ॥ ૬ ॥ જિન ઉત્તમ પદ પદ્મની, અ૦ સેવા કરે સુર ક્રોડ, ભ૦ ચાર નિકાયના જઘન્યથી, અ૦ ચૈત્યવૃક્ષ તેમ જોડ ભ૦ ॥ ૭ ॥ ઈતિ ॥

( ૪ )

જિનજી ત્રેવીશમો જિન પાસ, આશ મુજ પૂરવેરે લોલ ॥ જિ૦ ॥ ઇહ ભવ પરભવ દુઃખ દોહગ સવિ ચૂરવે રે લોલ ॥ જિ૦ ॥ આઠ પ્રાતિહારજશું જગમાં તું જયોરે લોલ ॥ ॥ જિ૦ ॥ તાહરા વૃક્ષ અશોકથી શોક દૂરે ગયોરે લોલ ॥ ૧ ॥ જિ૦ ॥ [3]જાનુ પ્રમાણ ગીર્વાણ કુસુમ વૃષ્ટિ કરેરે લોલ ॥ જિ૦ ॥ દિવ્ય ધ્વનિ સુર પૂરે કે વાંસળીએ સ્વરેરે લોલ ॥ જિ૦ ॥ ચામર કેરી હાર ચલતી એમ કહેરે લોલ ॥ જિ૦ ॥ જે નમે અમ પરે તે ભવી ઉરધ[4] ગતિ લહેરે લોલ ॥ ૨ ॥ જિ૦ ॥ પાદપીઠ સિંહાસન વ્યંતર વિરચિયેરે લોલ ॥ જિ૦ ॥ તિહાં બેસી જિનરાજ ભવિક દેશના દિયેરે લોલ ॥ જિ૦ ॥ ભામંડળ શિર પુંઠે તે સૂર્ય પરે તપેરે લોલ ॥ જિ૦ ॥ નિરખી હરખે જેહ તેહના પાતિક ખપેરે લોલ ॥ ૩ ॥ જિ૦ ॥ દેવદુંદુભિનો નાદ ગંભીર ગાજે ઘણોરે લોલ ॥ જિ૦ ॥ ત્રણ છત્ર કહે તુજ કે ત્રિભુવનપતિપણોરે લોલ ॥ જિ૦ ॥ એ ઠકુરાઈ તુજ કે બીજે નવિ ઘટે રે લોલ ॥ જિ૦ ॥

૧ સુગંધી જળની અને પુષ્પની ૨ નીચા ૩ ઢીંચણ સમી ૪ દેવતાએ ૪ ઉર્ધ્વ-ઉંચી

॥ જિ० ॥ રાગી દ્વેષી દેવ છે તે ભવમા અટે[1] રે લોલ ॥ ૪ ॥
॥ જિ० ॥ પૂજક નિંદક હોય કે તાહરે સમપણે રે લોલ
॥ જિ० ॥ કમઠ ધરણપતિ ઉપરે સમચિત્ત તુ ગણેરે લોલ
॥ જિ० ॥ પણ ઉત્તમ તુજ પાદ પદ્મ સેવા કરે રે લોલ ॥ જિ० ॥
એહ સ્વભાવે ભવ્ય કે ભવ સાયર તરે રે લોલ ॥ ૫ ॥ ઇતિ ॥

## શ્રી ઉદયરત્નજી કૃત સ્તવનની ચોવીશી.

( રાગ ગીત )

( ૧ )

મરુદેવીનો નંદ માહરો, ×સ્વામી સાચો રે, શિવવધૂની ચાહ
કરે તો, એહને યાચો રે મ૦ ॥ ૧ ॥ કેવલ જ્ઞાનનો દ
જેહવો, પિંડ કાચો રે, સત્ય સરૂપી સાહિબો એહને, ર
રાચો રે મ૦ ॥ ૨ ॥ યમરાજાના મુખડા ઉપર, દેઈ તમાચ
રે, અમર થઈ ઉદયરત્ન પ્રભુશું, મિલી માચો રે મ૦ ॥ ૩

( ૨ )

વિષયને વિસારી, નિત્યાનંદ વંદોરે, આનંદપદનો એ
અધિકારી, સુખનો કંદો રે વિ૦ ॥ ૧ ॥ નામ લેતા જે
નિશ્ચય કેરે, ભવનો ફેંદોરે, જન્મ મરણ જરાને ટાળે, દુઃખનો
દંદો રે વિ૦ ॥ ૨ ॥ જગજીવન જે જગજયકારી, જગતીચંદો
રે ઉદયરત્ન પ્રભુ પર ઉપગારી, પરમાનંદો રે વિ૦ ॥ ૩ ॥

( ૩ )

દીનદયાકર દેવ, સંભવનાથ દીઠો રે, સાકરને સુધા થકી
પણ, લાગે મીઠો રે દી૦ ॥ ૧ ॥ ક્રોધ રહ્યો ચંડાળની પરે,
દૂર ધીઠો રે, અજ્ઞાનરૂપ અંધકારનો હવે, વેગ નીઠો રે દી૦
॥ ૨ ॥ ભલીપરે ભગવત મુને, ભગતે તુઠો રે, ઉદય કહે
માહરે આજ દૂધે, મેહ વુઠો રે દી૦ ॥ ૩ ॥

---

× આવું દરેક પાદનું ગાઈ શકાશે

( ૪ )

સિદ્ધારથના સુતના પ્રેમે, પાય પૂજો રે દુનિયામાહિ એહ ... ખો, દેવ ન દુજો રે સિ૦ ॥ ૧ ॥ મોહરાયની ફોજ દેખી ... તમે ધ્રુજો રે, અભિનંદનને ઓથે રહીને, જોરે ઝુઝો રે. ... ॥ ૨ ॥ શરણાગતનો એ અધિકારી, બુઝો બુઝો રે, ...દય પ્રભુશુ મળી મનની, કહીએ ગુજો રે સિ૦ ॥ ૩ ॥

( ૫ )

સુમતિકારી કુમતિવારી, સુમતિ સેવો રે, કુમતિનુ જે મૂળ કાપે દેવદેવો રે સુ૦ ॥ ૧ ॥ ભવજળધિરના બંધ ક્રે ભાગી, દેખતા એવો રે, દરસન તેહનુ દેખવા મુને, લાગી ટેવો રે સુ૦ ॥ ૨ ॥ કોડિ સુમંગળકારી સુમંગલા–સુત એહવો રે, ઉદય પ્રભુ એ મુજરો મ્હારો, માની લેવો રે સુ૦ ॥ ૩ ॥

( ૬ )

લાલ જાસુના ફુલનો વારૂ, વાન દેહનો રે, ભુવનમોહન પદ્મ પ્રભ છે, નામ જેહનો રે લા૦ ॥ ૧ ॥ બોધિબીજ વધારવા જેમ, ગુણ મેહનો રે, મન વચન કાયા કરી હુ, દાસ તેહનો રે લા૦ ॥ ૨ ॥ ચંદ્રચકોર પરે તુજને ચાહુ, બાંધ્યો નેહનો રે, ઉદય કહે પ્રભુ તુ વિણ નહીં, આધીન કેહનો રે લા૦ ॥ ૩ ॥

( ૭ )

સુપાસજી તાહરૂ મુખડુ જોતા, રંગ ભીનો રે, જાણે પંકજની પાખડી ઉપર, ભમર લીનો રે. સુ૦ ॥ ૧ ॥ હેત ધરીને મે તાહરે હાથે, દીલ દીનો રે, મનડામાહિ આવ તુ મોહન, મેલી કીનો રે સુ૦ ॥ ૨ ॥ દેવ બીજો હુ કોઇ ન દેખુ તુજ સમીનો રે, ઉદયરત્ન કહે મુજ પ્રભુ એ, છે નગીનો રે ॥ ૩ ॥

( ૮ )

ચંદ્રપ્રભના મુખની શોભા, કાંતિ સારી રે, કોડિ ચંદ્રમા નાખુ વારી, હુ બલિહારી રે ચં૦ ॥ ૧ ॥ શ્વેત રજતની જ્યોતિ બિરાજે, તનની તાહરી રે, આશક થઈ તે ઉપર ભમે આખી મારી રે ચં૦ ॥ ૨ ॥ ભાવ ધરી તુજને ભેટે જે, નર ને નારી રે, ઉદય રત્ન પ્રભુ પાર ઉતારે, ભવજલ તારી રે ચં૦ ॥ ૩ ॥

( ૯ )

સુવિધિ સાહિબશુ મન માહરૂ, થયુ મગન રે, જિહા જોઉ તિહા તુજને દેખુ, લાગી લગન રે. સુ૦ ॥ ૧ ॥ મનડામા જિમ મોર હરખે, ગાજે ગગન રે, ચિત્તડામા જિમ કોયલ ચાહે, માસ ફગન રે સુ૦ ॥ ૨ ॥ એહવી તુજશુ આસકી મુને, ભરૂ ડગ ન રે, જોગવર જેમ હોજનો તુ, એક ડગન રે ॥ ૩ ॥ પચ ઇંદ્રી રૂપ ચુનો જે, કરીય નગન રે, ઉદયરત્ન પ્રભુ મિલી તેશુ, થાય નોગન રે સુ૦ ॥ ૪ ॥

( ૧૦ )

શીતલ શીતલનાથ સેવો, ગર્વ ગાળી રે, ભવદાવાનળ ભંજ વાને મેઘમાળી રે શી૦ ॥ ૧ ॥ આશ્રવ રૂંધી એક બુદ્ધિ, આસન વાળી રે, ધ્યાન એહનુ મનમા ધરો, લેઈ તાળી રે શી૦ ॥ ૨ ॥ કામને બાળી ક્રોધને ટાળી, રાગને ગાળી રે, ઉદય પ્રભુનુ ધ્યાન ધરતા, નિત દીવાળી રે શી૦ ॥ ૩ ॥

( ૧૧ )

મૂરતિ જોના શ્રેયામની માહરૂ, મનડુ મોહ્યુ રે, આવે ભેગતા ભવના દુખનુ ખાપણ ખોયુ રે સુ૦ ॥ ૧ ॥ નાથજીએ મ્હારી નેહની નજરે, સામુ જોયુ રે, મહિર લહી મહારાજની મે તો, પાપ ધોયુ રે સુ૦ ॥ ૨ ॥ શુદ્ધ સમકિત રૂપ શિવનુ બીજ બોયુ રે, ઉદયરત્ન પ્રભુ પામતા ભાગ્ય, અધિક સોહ્યુ રે સુ૦ ॥ ૩ ॥

( ૧૨ )

ડુઓ જુઓ રે જયાનદ જોતા હર્ષ થયો રે, સુગુરુ પપુ પ્રેત પામે, ન જાય કહ્યો રે. જુ૦ ॥ ૧ ॥ ભવ-અટવીમા ભમતા બહુ, કાળ ગયોરે, કોઇ પુણ્ય કલોલથી અવસર ગાર લહ્યો રે. જુ૦ ॥ ૨ ॥ શ્રી વાસુપૂજ્યને વાદતા સઘળો દુખ દહ્યો રે, ઉદયરત પ્રભુ બગી કરીને, બાહિ ગ્રહોરે જુ૦ ॥૩॥

( ૧૩ )

વિમલ તાહરૂ રૂપ જોતા, રઢ લાગી રે, દુ ખડા ગયા વીસરી રે, ભૂખડી ભાગી રે વિ૦॥ ૧ ॥ કુમતિએ સાહરી કેડ તજી, સુમતિ જાગી રે, ક્રોધ માન માયા લોભે, શીખ માગી રે વિ૦ ॥ ૨ ॥ પચ વિષય વિકારનો હવે, થયો ત્યાગી રે, ઉદયરત્ન કે આજથી હુ તો, તાહરો રાગી રે વિ૦ ॥ ૩ ॥

( ૧૪ )

અનત તાહરા મુખડા ઉપર, વારી જાઉ રે, મુગતની સુને મોર દીજે, ગુણ ગાઉ રે અ૦ ॥ ૧ ॥ એકરસો હુ તલસુ તુને, ધ્યાન ધ્યાઉ રે, તુજ મિલવાને કાગળ તાહરો દાસ થાઉ રે, અ૦ ॥ ૨ ॥ ભજન તાહરૂ ભવો ભવે ચિતમા ચાહુ રે, ઉદયરત્ન પ્રભુ જો મિલે તો, ઝેરા સાહુ રે અ૦ ॥ ૩ ॥

( ૧૫ )

વાઉરે વાહલા વાઉ તુ તોમે, દિલ વાહી રે, મુજને મોહ લગાડ્યો પોતે, બેપરવાહી રે વા૦ ॥ ૧ ॥ હવે હુ હઠ લેઇ બેઠો, ચરણ સાહી રે, કેઇ પેરે મેલાવશો કહોને, દ્યો બતાઇ રે વા૦ ॥ ૨ ॥ કોડ ગમે જો તુજશુ પ્રભુ, કરૂ ગહિલાઇ રે, તો પણ તુ પ્રભુ ધર્મધારી, હ્યો નિવાહીરે વા૦ ॥ ૩ ॥ તુ તાહરા અધિકર સાહસુ, જોને ચાહી રે; ઉદય પ્રભુ ગુનહીનને તારતા, છે વડાઇ રે વા૦ ॥ ૪ ॥

( ૧૬ )

પોસહમા પારેવડો રાખ્યો, શરણુ લેઇ રે, તન સાટે જીવાડ્યો અભય-દાન દેઈ રે પો૦ ॥ ૧ ॥ અનાથ જીવનો નાથ કહાવે, ગુણનો ગેહી રે, તો મુજને પ્રભુ તારતા કહો, એ વાર કેહી રે પો૦ ॥ ૨ ॥ ગરીબનિવાજ તુ ગિરૂઓ સાહિબ, શાંતિ સ્નેહી રે, ઉદયરત્ન પ્રભુ તુજશુ બાંધી, પ્રીત અછેહી રે પો૦ ॥ ૩ ॥

( ૧૭ )

વાજવાઇ રે અમરી વીણુ વાજે, મૃદગ રણકે રે, ઠમક પાય વિછુવા ઠમકે, ભેરી ભણકે રે વા૦ ॥ ૧ ॥ ઘમઘમઘમ ઘુઘરી ઘમકે, ઝાંઝરી ઝમકે રે, નૃત્ય કરતી દેવાગના જાણે, [1]દામની દમકે રે વા૦ ॥ ૨ ॥ દો દો દો દુદુભિ વાજે, ચુડી ખલકે રે, કુદડી લેતા કુમતી ઠરકે, આવ ઝમુકે રે વા૦ ॥ ૩ ॥ કુથુ આગે ઇમ નાચ નાચે, ચાવને ચમકે રે, ઉદય પ્રભુ બોધિબીજ આપો, ગાવને ઠમકે રે વા૦ ॥ ૪ ॥

( ૧૮ )

અરનાથ તાહરી આખડીએ મુજ, કામણુ કીધુ રે, એક હેલામા મનડુ માહરૂ, હરી લીધુ રે અ૦ ॥ ૧ ॥ તુજ નયણે વયણે માહરે, અમૃત પીધુ રે, જન્મ જરાનુ જોર ભાગ્યું, કાજ સીધ્યું રે અ૦ ॥ ૨ ॥ દુરગતિના સરવે દુ ખતુ, હવે દ્વાર દીધુ રે, ઉદયરત્ન પ્રભુ શિવપથનુ મે, સબળ લીધુ રે અ૦ ॥ ૩ ॥

( ૧૯ )

તુજ સરીખો પ્રભુ તુજ દીસે, જોતા [2]ધરમા રે, અવર દેવ કુણુ એહવો બળિયો, હરિ હરમા રે તુ૦ ॥ ૧ ॥ તાહરા અગનો લટકોમટકો, નારીનરમા રે, મહીમડલમા કોઈ નાવે, માહરા

---

૧ વીજળી ચમકે-ઝબુકે  ૨ પૃથ્વીમા

( ૨૩ )

ચાલ ચાલ કુમર ચાલ તાહરી, ચાલ ગમે રે, તુજ દીઠડા વિના મિઠડા માહરા, પ્રાણ ભમે રે ચા૦ ॥ ૧ ॥ ખોળામાહિ પડતુ મેલે, રીસ દમે રે, માવડી વિના આવડુ ખુદ્દુ, કુણ ખમે રે ચા૦ ॥ ૨ ॥ માતા વામા નડે મુખડુ જોતા, દુખડા શમે રે, લગી લળી ઉદયરત્ન પ્રભુ, તુજને નમે રે ચા૦ ॥ ૩ ॥

( ૨૪ )

આન આવ રે માહરા મનડામાહે, તુ છે પ્યારા રે, હરિ હરાદિક દેવહુતિ, તુ છે ન્યારા રે આ૦ ॥ ૧ ॥ અહો મહા વીર ગભીર તુ તો, નાથ માહરો રે, હુ નમુ તુને ગમે મુને, સાથ તાહરો રે આ૦ ॥ ૨ ॥ સાહીબા રે મીઠડા માહરા, વૈરી વારો રે, ઘો ઘોરે દર્શન દેવ મુને, ધેને લારો રે આ૦ ॥ ૩ ॥ તુ વિના ત્રિલોકમે કેહનો, નથી ચારોરે, સસાર [1]પારાવારનો સ્વામી! આપને [2]આરો રે આ૦ ॥ ૪ ॥ ઉદયરત્ન પ્રભુ જગમે જોતા તુ છે [3]તારોરે, તાર તારરે મુને તાર તુ, સમાર [4]સારોરે આ૦ ॥ ૫ ॥



૧ સાગર ૨ અત-પાર-છેડો ૩ તારનાર ૪ સમળ આરગતિ રૂપ.

# શ્રી પદ્મવિજયજીકૃત સ્તુતિ [ થોઈ ] ચોવીશી

## ( ૧ )

આદિ જિનવર રાયા, જાસ સોવન્ન કાયા, મરૂદેવી માયા, ધોરી લંછન પાયા, જગત સ્થિતિ નિપાયા, શુદ્ધ ચારિત્ર પાયા, કેવલ સિરી રાયા, મોક્ષ નગરે સધાયા ॥ ૧ ॥ સવી જિન સુખકારી, મોહ મિથ્યા નિવારી, દુરગતિ દુઃખ ભારી, શોક સંતાપ વારી, શ્રેણિ ક્ષપક સુધારી, કેવલાનંત ધારી, નમીએ નરનારી, જેહ વિશ્વોપકારી ॥ ૨ ॥ સમવસરણ બેઠા, લાગે જે જિનજી મીઠા, કરે [૧]ગણપ પઇઠ્ઠા, ઇંદ્ર ચંદ્રાદિ દીઠા, દ્વાદશાંગી વરિઠ્ઠા, ગુંથતા ટાળે *રિઠ્ઠા, ભવિજન હોય હિઠ્ઠા, દેખી પુન્યે ગરિઠ્ઠા ॥ ૩ ॥ સુર સમકિત વંતા, જેહ રિધ્ધે મહંતા, જેહ સજ્જન સંતા, ટાળીએ મુજ ચિંતા, જિનવર સેવંતા, વિઘ્ન વારે દુરંતા, જિન ઉત્તમ થુણંતા, પદ્મને સુખ દિંતા ॥૪॥

## ( ૨ )

વિજયા સુત વંદો, તેજથી જ્યું દિણંદો[૨], શીતલતાએ ચંદો, ધીરતાએ ગિરીંદો[૩], મુખ જેમ અરવિંદો[૪], જાસ સેવે સુરિંદો, લહો પરમાનંદો, સેવના સુખકંદો[૫] ॥ ૧ ॥

## ( ૩ )

સંભવ સુખદાતા, જેહ જગમાં વિખ્યાતા, ષટ્ જીવોના ત્રાતા, આપતા સુખશાતા, માતા ને ભ્રાતા, કેવલજ્ઞાન જ્ઞાતા, દુઃખ દોહગત્રાતા[૬], જાસ નામે પળાતા ॥ ૧ ॥

---

૧ ગણધર પ્રતિષ્ઠા * પાપ ૨ સૂર્ય ૩ મેરૂ ૪ કમળ ૫ સુખનું મળ ૬ દારિદ્રનો સમૂહ

( ૪ )

અવગ સુત આવ્યો, જાસ સ્યાદ્વાદ વાચો, થયો હીરો જાચો, મોહને દેઇ તમાચો, પ્રભુ ગુણ ગણુ માચો, એહને ધ્યાને રાચો, જિન પદ સુખ આચો, ભવ્ય પ્રાણી નીકાચો[1] ॥ ૧ ॥

( ૫ )

સુમતિ સુમતિદાઇ, મગળા જામ માઇ; મેરૂ ને રાઇ, ઓર એહને તુલાઇ; ક્ષય કીધા ઘાઇ[2], કેવલજ્ઞાન પાઇ, નહિ ઉણીમ કાઇ, સેવીએ એ સદાઇ ॥ ૧ ॥

૬

અઢીસ ધનુષ કાયા, ત્યક્ત મદ મોહ માયા, સુસીમા જમ માયા, શુકલ જે ધ્યાન ધ્યાયા, કેવલ વર પાયા, ચામરાદિ ધરાયા, સેવે સુરનાયા, મોક્ષ નગરે સધાયા ॥ ૧ ॥

૭

સુપાસ જિન વાણી, સાભળે જેહ પ્રાણી, હૃદયે પહેચાણી તે તર્યા ભવ્ય પ્રાણી, પાંત્રીશ ગુણ ખાણી, સૂત્રમા જે ગુથાણી, ષડ્દ્રવ્યશ્યુ જાણી, કર્મ પીલે જ્યુ ઘાણી ॥ ૧ ॥

૮

સેવે સુર વૃદા, જાસ ચરણારવિદા, અઠ્ઠમ જિનચદા, ચદ વર્ણે સોહદા, મહસેન નૃપનદા, કાપતા દુખદદા, [3]લછન મિસ ચદા, પાય માનુ સેવદા ॥ ૧ ॥

૯

[4]નરદેવ [5]ભાવદેવો, જેહની સારે સેવો, જેહ દેવાધિદેવો, સાર જગમા જ્યુ મેવો, જોતા જગ એહવો, દેવ દીઠો ન તેહવો, સુવિધિ જિન જેહવો, મોક્ષ દે તતખેવો ॥ ૧ ॥

---

૧ સાચો ૨ ઘાતિયા કર્મ ૩ લછનના મિષે આવીને ચન્દ્રમા આપની સેવા કરે છે એમ હુ માનુ છુ ૪ રાજા મહારાજા ૫ ચાર નિકાયના દેવતા * તતકાળ

૧૦

શીતલ જિન સ્વામી, પુન્યથી સેવ પામી, પ્રભુ આતમરામી, સર્વ પરભાવ વામી, જે શિવગતિ ગામી, શાશ્વતાનંદ ધામી, ભવી શિવસુખ કામી, પ્રણમીએ શિશ નામી ॥ ૧ ॥

૧૧

વિષ્ણુ જસ માત, જેહના વિષ્ણુ તાત, પ્રભુના અવદાત[1], તીન ભુવને વિખ્યાત, સુરપતિ સંઘાત[2], જાસ નિકટે આયાત, કરી કર્મનો ઘાત, પામિયા મોક્ષ શાત ॥ ૧ ॥

૧૨

વિશ્વના ઉપગારી, ધર્મના આદિકારી, ધર્મના દાતારી, કામ ક્રોધાદિ વારી, તાર્યા નરનારી, દુઃખ દોહગ્ગ હારી, વાસુપૂજ્ય નિહારી, જાઉં હું નિત્ય વારી ॥ ૧ ॥

૧૩

વિમલ જિન જુહારો, પાપ સંતાપ વારો, [3]શ્યામાંબ મલ્હારો, વિશ્વ કીર્તિ વિફારો, યોજન વિસ્તારો, જાસ વાણી પ્રસારો, ગુણ ગણ આધારો, પુન્યના એ પ્રકારો ॥ ૧ ॥

૧૪

અનંત અનંત નાણી, જાસ મહિમા ગવાણી, સુરનરતિરિ પ્રાણી, સાંભળે જાસ વાણી, એક વચન સમજાણી, જેહ સ્યાદ્વાદ જાણી, તર્યા તે ગુણ ખાણી, પામિયા સિદ્ધિ રાણી ॥ ૧ ॥

૧૫

ધરમ ધરમ ધોરી, કર્મના પાસ તોરી, કેવલશ્રી જોરી, જેહ ચોરે ન ચોરી, દર્શની મદ છોરી, જાય ભાગ્યા સટોરી, નમે સુરનર કોરી, તે વરે સિદ્ધિ ગોરી ॥ ૧ ॥

---

૧ વૃતાંત ૨ [illegible] ૩ સ્યામા માતાના પુત્ર

૧૬

વંદો જિન શાંતિ, જાસ સોવન્ન કાંતિ ॥ ટાળે ભવભ્રાંતિ, મોહ મિથ્યાત્વ શાંતિ ॥ દ્રવ્ય ભાવ અરિપાંતિ[1], તાસ કરતા નિકાંતિ[2], ધરતા મન ખાંતિ, શોક સંતાપ વાંતિ ॥ ૧ ॥ દોય જિનવર નીલા ॥ દોય ધોળા સુશીલા ॥ દોય રક્ત રંગીલા, કાઢતા કર્મ કીલા ॥ ન કરે કોઈ હીલા, દોય શ્યામા સલીલા ॥ સોળ સ્વામીજી પીળા, આપજો મોક્ષ લીલા ॥ ૨ ॥ જિનવરની વાણી, મોહવલ્લી કૃપાણી[3] ॥ સૂત્રે દેવાણી, સાધુને યોગ્ય જાણી ॥ અર્થે ગુંથાણી, દેવ માનુષ્ય પ્રાણી ॥ પ્રણમો હિત આણી, મોક્ષની એ નિશાણી ॥૩॥ વાગેશ્વરી દેવી, હર્ષ હિયડે ધરેવી ॥ જિનવર પય સેવી, સાર શ્રદ્ધા વરેવી ॥ જે નિત્ય સમરેવી, દુઃખ તેહના હરેવી ॥ પદ્મવિજય કહેવી, ભવ્ય સંતાપ ખેવી[4] ॥૪॥

૧૭

કુંથુ જિનનાથ, જે કરે છે સનાથ, તારે ભવપાથ[5], જે ગ્રહી ભવ્ય હાથ, એહનો તજે સાથ, બાવળે દીયે બાથ, તારે સુર નરનાથ, જે સુણે એક ગાથ ॥ ૧ ॥

૧૮

અર જિનવર રાયા, જેહની દેવી માયા, સુદર્શન નૃપ તાયા, જાસ સુવર્ણ કાયા, નંદાવર્ત પાયા, દેશના શુદ્ધ દાયા, સમવસરણ વિરચાયા, ઈંદ્ર ઇંદ્રાણી ગાયા ॥ ૧ ॥

૧૯

મલ્લિજિન નમીએ, પૂર્વલા પાપ ગમીએ, ઇંદ્રિયગણ દમીએ, આણ જિનની ન ક્રમીએ[6], ભવમાં નવી ભમીએ, સર્વ પરભાવ વમીએ[7], નિજગુણમાં રમીએ, કર્મમલ સર્વ ધમીએ[8] ॥૧॥

---

[1] શત્રુની શ્રેણી [2] વિનાશ-વિધ્વંસ [3] ખડ્ગ-તરવાર [4] ક્ષય કરનારી, [5] ભવ-સમુદ્ર [6] ઉલ્લંઘીએ [7] છાંડીએ [8] બાળીએ

૨૦

મુનિસુવ્રત નામે, જે ભવી ચિત્ત કામે, સવિ સંપત્તિ પામે, સ્વર્ગના સુખ જામે, દુર્ગતિ દુ:ખ વામે, નવિ પડે મોહ ભામે, સવિ કર્મ વિરામે, જઈ વસે સિદ્ધિ ધામે ॥ ૧ ॥

૨૧

નમિએ નમિ નેહ, પુન્ય વાધે જ્યું દેહ, અઘ[1] સમુદય જેહ, તે રહે નાહિ રેહ, લહે કેવલ તેહ, સેવના કાર્ય એહ, લહે સિવપુર ગેહ, કર્મનો આણી છેહ ॥ ૧ ॥

૨૨

રાજુલ વર નારી, રૂપથી રતિ હારી, તેહના પરિહારી, બાલથી બ્રહ્મચારી, પશુઆં ઉગારી, હુઆ ચારિત્ર ધારીકેવલ લક્ષ્મી સારી, પામિયા [2]ઘાતિ વારી ॥ ૧ ॥ ત્રણ જ્ઞાન સંજુત્તા, માતની કુખે હુતા, જનમે પુરહુતા[3], આવી સેવા કરતા, અનુક્રમે વ્રત ધરતા, પંચ સમિતિ ધરતા, મહીયલ વિચરતા કેવલશ્રી વરતા ॥ ૧ ॥ સવી સુરવર આવે, ભાવના ચિત્ત લાવે, ત્રિગડું સોહાવે, દેવછંદો બનાવે, સિંહાસન ઠાવે, સ્વામીના ગુણ ગાવે, તિહાં જિનવર આવે, તત્ત્વવાણી સુણાવે ॥ ૩ ॥ શાસનસુરી[4] સારી, અંબિકા નામ ધારી, સમકિતી નર નારી, પાપ સંતાપ વારી, પ્રભુ સેવા કારી, જાપ જપીએ સવારી, સંઘ દુરિત નિવારી, પદ્મને જેહ પ્યારી ॥ ૪ ॥

૨૩

શ્રી પાસજિણંદા, મુખ પુનમ ચંદા ॥ પદયુગ અરવિંદા, સેવે ચોસઠ ઇંદા ॥ લંછન નાગિંદા, જાસ પાયે સોહંદા ॥ સેવે ગુણી વૃંદા, જેહથી સુખકંદા ॥ ૧ ॥ જનમથી વર ચાર, કર્મ નાશે અગ્યાર ॥ ઓગણીશ નિરધાર, દેવ કીધા ઉદાર ॥ સવી

---

૧ પાપ ૨ ઘાતિ કર્મ ૩ ઇંદ્રો ૪ દેવી

ઓગીશ ધાર, પુન્યના એ પ્રકાર ॥ નમીએ નરનાર જેમ સંસાર પાર ॥ ૨ ॥ એકાદશ અંગા, તિમ બારે ઉવંગા ॥ ષટ છેદ સુચંગા, મૂળ ચારે સુરંગા ॥ દશ પયન્ન સુસંગા, સાંભળો થઈ એકંગા ॥ અનુયોગ બહુ ભંગા, નંદી સૂત્ર પ્રસંગા ॥ ૩ ॥ પાને યક્ષ પાનો, નિત્ય કરતો નિવાસો ॥ અડતાલીશ જાસો, સહસ પરિવાર ખાસો ॥ સહુએ પ્રભુ દાસો, માગના ભોગ વાસો ॥ કહે પદ્મ નિકાસો*, વિઘ્નના વૃંદ પાનો ॥ ૪ ॥

૨૪

મહાવીર જિણંદા, રાયસિદ્ધાર્થ નંદા ॥ લંછન મૃગઈંદા[1] જાસ પાયે સોહંદા ॥ સુરનર વંદંદા, નિત્ય સેવા કરંદા ॥ ટાળે ભવ ફંદા, સુખ આપે અમંદા ॥ ૧ ॥ અડ જિનવર માતા મોક્ષમા સુખશાતા અડ જિનની ખ્યાતા, સ્વર્ગ ત્રીજે અખ્યાતા ॥ અડ [2]જિનપ-જનેતા, [3]નાક માહેંદ્ર યાતા ॥ સવિ જિનવર નેતા, શાશ્વતા સુખ દાતા ॥ ૨ ॥ મલ્લિ નેમિ પાસ, આદિ અઠ્ઠમ ખાસ ॥ કરી એક ઉપવાસ, વાસુપૂજ્ય સુવાસ ॥ શેષ છઠ્ઠ સુવિલાસ, કેવલજ્ઞાન જાસ ॥ કરે વાણી પ્રકાશ, જેમ અજ્ઞાન નાશ ॥ ૩ ॥ જિનવર જગદીશ, જાસ મ્હોટી જગીશ ॥ નહીં રાગ ને રીસ, નામીએ તાસ શિશ ॥ માતંગ સુર ઇશ, સેવનો રાત દિશ ॥ ગુરૂ ઉત્તમ અધીશ, પદ્મ ભાખે સુશિશ ॥ ૪ ॥ ઇતિ

૧

શ્રીસીમંધર જિનવર, સુખકર સાહિબ દેવ, અરિહંત સકલની, ભાવ ધરી કરૂં સેવ, સકળ આગમ પારગ[4], ગણધર ભાષિત વાણી, જયવંતી આણા, જ્ઞાનવિમળ ગુણ ખાણી ॥ ૧ ॥ આ થોય ચાર વખત પણ કહેવાય છે

* દૂર કરો ૧ કેસરી-સિંહ ૨ જિનેશ્વરની માતાઓ ૩ ... ૪ પારગામી

૨

શ્રી સીમંધર દેવ સુહંકર, મુનિ મન પંકજ હંસાજી, કુંથુ અર જિન અંતર જનમ્યા, તિહુઅણ જન પરશંસાજી, સુવ્રત નમિ અંતર વર દીક્ષા, શિક્ષા જગત ¹નિગમેજી, ઉદય પેઢાલ જિનાંતરમાં પ્રભુ, જાશે શિવ વહુ પાસેજી ॥ ૧ ॥

૩

શ્રી શત્રુંજય તીરથ સાર, ગિરિવરમાં જેમ મેરુ ઉદાર, ઠાકુર રામ અપાર, મંત્રમાંહી નવકાર જાણું, તારામાં જેમ ચંદ્ર વખાણું, જળધર જળમાં જાણું, પંખીમાં જેમ ઉત્તમ હંસ, કુળમાંહી જેમ ઋષભનો વંશ, નાભિતણો એ અંશ, ક્ષમાવંતમાં શ્રી અરિહંત, તપશૂરા મુનિવર મહંત, શત્રુંજય ગિરિ ગુણવંત ॥ ૧ ॥

૪

શ્રી શત્રુંજય મંડણ, ઋષભ જિણંદ દયાળ, મરૂદેવાનંદન, વંદન કરૂં ત્રણ કાળ, એ તીરથ જાણી, પૂર્વ નવાણુંવાર, આદીશ્વર આવ્યા, જાણી લાભ અપાર ॥ ૧ ॥ ત્રેવીસ તીર્થંકર, ચઢીઆ એણે ગિરિ ભાવે, એ તીરથના ગુણ, સુરઅસુરાદિક ગાવે, એ પાવન તીરથ, ત્રિભુવન નહિ તસ તોલે, એ તીરથના ગુણ, સીમંધર મુખ બોલે ॥ ૨ ॥ પુંડરગિરિ મહિમા, આગમમાં પ્રસિદ્ધ, વિમલાચલ ભેટી, લહીએ અવિચલ ઋદ્ધ, પંચમી ગતિ પહોતા, મુનિવર કોડાકોડ, એણે તીરથ આવી, કર્મ વિપાક વિછોડ ॥ ૩ ॥ શ્રી શત્રુંજય કેરી, અહોનિશ રક્ષાકારી, શ્રી આદિ જિનેશ્વર–આણ હૃદયમાં ધારી, શ્રી સંઘ વિઘનહર, કવડ જક્ષ ભરપૂર, શ્રી સંઘના નંદન, રવિબુધસાગર સૂર ॥ ૪ ॥

૧ નિઃસાય પણે

૫

પુંડરીક મંડણ (ગણધર) પાય પ્રણમીજે, આદીશ્વર જિન ચંદાજી, નેમિવિના ત્રેવીશ તીર્થંકર, ગિરિ ચઢીયા આણંદાજી; આગમમાંહે પુંડરીક મહિમા, ભાખ્યો જ્ઞાન દિણંદાજી, ચૈત્રી પૂનમ દિન દેવી ચક્કેસરી, સૌભાગ્ય દ્યો સુખકંદાજી ॥ ૧ ॥

૬

મણિરચિત સિંહાસન, બેઠા જગદાધાર, પર્યુષણ કેરો, મહિમા અગમ અપાર, નિજમુખથી દાખી, સાખી સુરનર વૃંદ, એ પર્વ પર્વમાં, જિમ તારામાં ચંદ ॥ ૧ ॥ નાગકેતુની પરે, કલ્પ સાધના કીજે, વ્રત નિયમ આખડી, ગુરૂ મુખ અધિકી લીજે, દોય ભેદે પૂજા, દાન પાંચ પ્રકાર, કર પડિકમણાં ધર, શિયલ અખંડિત સાર ॥ ૨ ॥ જે ત્રિકરણ શુદ્ધે, આરાધે નવ વાર, ભવ સાત આઠ અવ-શેષ તાસ સંસાર, સહુ સૂત્રશિરોમણિ, કલ્પસૂત્ર સુખકાર, તે શ્રવણ સુણીને, સફળ કરો અવતાર ॥ ૩ ॥ સહુ ચૈત્ય જુહારી, ખમત ખામણાં કીજે, કરી સાહમી વત્સલ, કુગતિ દ્વાર પટ દીજે, અઠ્ઠાઈ મહોત્સવ, ચિદાનંદ ચિત્ત લાઈ, ઈમ કરતાં સંઘને, શાસન દેવ સહાઈ ॥૪॥

૭

સંખેશ્વર પાસજી પૂજીએ, નરભવનો લાહો લીજીએ, મન વંછિત પૂરણ સુરતરૂ, જય વામાસુત અલવેસરૂ ॥ ૧ ॥ દોય રાતા જિનવર અતિ ભલા, દોય ધોળા જિનવર ગુણનીલા, દોય નીલા દોય શ્યામળ કહ્યા, સોળે જિન કંચન વર્ણ લહ્યા ॥૨॥ આગમ જે જિનવર ભાખીઓ, ગણધર તે હઈડે રાખીઓ, તેહનો રસ જેણે ચાખીઓ, તે હુઓ શિવસુખ સાખીઓ ॥ ધરણીધર રાય પદ્માવતી, પ્રભુ પાર્શ્વતણા ગુણ ગાવતી, સંઘના સંકટ ચૂરતી, નયવિમલના વંછિત પૂરતી ॥